# પ્રેમરા

કર્ત્તા

અરદેશર મેહેરજીભ



મુંબઈ.

ઇસ્ટર્ન પ્રિન્ટીંગ પ્રેસ

સંવત ૧૯૩૯

અને ૧૮૮૨.

---

મૂલ આઠ આ

---

**સુરપાળ**—આજને આજ થવી જોઇએ. આજનાં દિવસનો મને ભરોસો લાગતો નથી, કેમકે ગઈ કાલ રાત્રે વૈદરાજ પણ મોંહો કુમલાવતા હતા અને ત્રણ જાતની માત્રા લાગુ પડી નહી ત્યારેતો ઘણાજ ઉદાસ થઈ ગયા હતા.

**કનકસેન**—મને પણ આજની બહુ ધાસ્તીછે. પરમેશ્વર કરે તે ખરૂં. વૈદ પણ શું કરે. ઘટતા ઉપચાર કરેછેતો ખરા, પછી તો મહારાજના જેવા આવરદા; પણ આપણે સાવધ રેહેવું જોઇએ.

**સુરપાળ**—ઠીકછે, ત્યારે વખત ન ગુમાવો

(પાનાચંદ આવેછે.)

**કનકસેન**—(પાનાચંદને) મહારાજ પાસે હમણા કોઈ આવ્યું હતું?

**પાનાચંદ**—કોઈ નહિ શેઠ.

**સુરપાળ**—વૈદરાજ ક્યાંછે?

**પાનાચંદ**—મહારાજ કને બેઠાછે.

**કનકસેન**—મહારાજે ઔષધ ખાધું?

**પાનાચંદ**—ના, ખાવા ના પાડેછે. ઔષધનું નામ દેછે એટલે રડીને કહેછે કે "હવે મને અમથોજ ખાટલે પડવાદો."

**સુરપાળ**—અરે પરમેશ્વર આ કેવી પીડા?

**કનકસેન**—ઠીક, ચાલો સુરપાળ જઇએ આપણે.

(સઘળા જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.

### મહારાજનો સુવાનો ઓરડો.

(ચિત્રસેન રાજા મોહોતના બિછાનાં ઉપર પડી તાસવીસ કરેછે, કનકસેન અને સુરપાળ પ્રવેશ કરેછે.)

**ચિત્રસેન**—ઓ? અરેરે પરમેશ્વર? મારો અંત હજી નથી આવતો.

**કનકસેન**—મહારાજ ડરો નહિ. સર્વ વિઘ્ન સેહેજમાં જતાં રહેશે, અને આપને આરામ થશે.

**ચિત્રસેન**—(ટકટક જોઇને પછી અચકતો) કનકસેન? સુરપાળ? આવો ભાઇઓ, હવે મને મારો ભરોસો નથી, એ હું ખચીત પણે જાણી શકુંછું. કનકસેન? મારાં રાજ્યની સઘળી વ્યવસ્થા તને સોંપી જાઉંછું. કેમ સુરપાળ?

**સુરપાળ**—ઠીકછે મહારાજ.

**કનકસેન**—મહારાજ, ગાદીનો ખરો વારસ જીવતો છતે, મારે તેનાં ખરા હક ઉપર અયોગ્ય દખાણ કરવું મને ઘટે નહિ. પ્રમાણરાયનો પુત્ર હજી જીવતોછે.

**ચિત્રસેન**—અરેરે? મરતી વેળા આ કેવું ભયંકર સ્મરણ. મારાં હાડ ધ્રુજેછે. એ ઘોર કર્મથી હું કેમ છુટીશ?

**કનકસેન**—મહારાજ, એક ઊપાયછે.

**ચિત્રસેન**—કહીદ્દ વેહેલો મારા મિત્ર.

**કનકસેન**—મહારાજ, આપનું પદ્મપુરનું રાજ પ્રમાણરાયનાં પુત્ર પ્રેમરાયને વારસામાં આપશો તો આપ ખચીત દોષ રહિત થશો.

**ચિત્રસેન**—સત્યછે. તું કહેછે તેમ કરવાને રાજીછું.

(સુરપાળ જઇ લખવાની સામગ્રી લઇ આવેછે.)

**કનકસેન**—મહારાજ, આ લેખણ ઝાલો.

**ચિત્રસેન**–ક્યાંછે?

**કનકસેન**–મહારાજ, આ જગ્યાએ તમારી સહી કરો.

**ચિત્રસેન**–પણ મારી પુત્રી શ્રીદેવીનું શું કર્યું?

**કનકસેન**–તે રાજકુમારી માટે આપે કશીએ શંકા રાખવી નહિ. તેને પ્રેમરાય સાથ પરણાવીશું.

(ચિત્રસેન સહી કરેછે.)

**ચિત્રસેન**–ત્યારેતો ઠીક, પણ ક્યાંછે મારી પુત્રી?

**કનકસેન**–આ બોલાવુંછું તેને. (સેવકને) તેડી લાવો રાજપુત્રીને. મહારાજ, નવ વાગ્યાછે જરા ઔષધ લેશો?

(દાસ ઔષધ લાવેછે.)

**ચિત્રસેન**–સઘળું ખાળી નાંખ, ફેંકી દે, મને કાંઈ જોઇતું નથી. મને મારા પાપની શુળ ભોકાયછે. મને ચેન નથી.

**કનકસેન**–મહારાજ, સાવધ થાઓ.

(શ્રીદેવી આવેછે.)

**શ્રીદેવી**—પિતા? પ્રણામ કરૂંછું.

**ચિત્રસેન**–બેટા? કનકસેનને હિતુ માની વર્તજે. ઓ? કનકસેન? આ ગોળો ચડયો ને હું જાઉંછું.

(રાજા પ્રાણ છોડેછે, પછી સ્નાન શુદ્ધી કરવા માટે રાજાના મડદાંને લઇ જાયછે.)

---

# પ્રવેશ ૩ જો.

## કનકસેનનું ઘર.—પ્રેમરાયનો ઓરડો.

**પ્રેમરાય**–(ચિત્રસેન રાજા મરવા સુતોછે એવું સાંભળી પોતે આત્મભાષણ કરેછે.) હવે પદ્મપુરનું શું થશે? પ્રજાના માંહોમાંહેના વાદ વિવાદનો ચુકાદો કોણ કરશે? ન્યાયનો ભંગ થશે. શત્રુઓ ચઢી આવશે અને અંતે પદ્મપુરનો નાશ થશે. રાજ્યનાં સતાવાળાઓનો સંપ તુટયો, એકવાર ફુટ પડી, કે રાજકુંવરી શ્રીદેવીને રાજગાદી મળવી કઠિણછે. પણ પ્રજાને એનો રાજકારભાર ગમશે કેમ? તેણીનો આકળો સ્વભાવ અને ક્રોધનું સાહસ પદ્મપુરની પ્રજાથી કેમ સહન થશે? ગમેતે થાઓ. પ્રજાનાં દુઃખનું વર્ણન કરતાં, મારૂં સુખ હું વિસરી જાઉંછું—આહા? પ્રિય સુંદરી, તું ખરેજ સુંદરીછે. તારા પ્રેમમાં હું સુખીછું. તારૂં સુંદર સ્વરૂપ મારૂં મન હરી લેછે. ઓહો, સાંમેથી કોણ આવેછે? કનકસેન? (કનકસેન પ્રવેશ કરેછે.) નમન કરૂંછું ભલા કનકસેન..એમ કેમ વારૂ, આપ ઉદાસ દેખાઓછો?

**કનકસેન**–ભાઇ? બહુ માઠું થયું. આપણો રાજા અંતે મરણ પામ્યો.

**પ્રેમરાય**–ખરેજ માઠું થયુંછે.

**કનકસેન**–હા પ્રિય પ્રેમરાય.

**પ્રેમરાય**–હવે આપણ ઉપર રાજ કોણ કરશે? રાજપુત્રી શ્રીદેવી વિના ગાદીનો વારસતો બીજો કોઈ નથી.

**કનકસેન**–(સ્વગત) એને સ્મરણ ક્યાંથી હોય. (પ્રગટ) આપણા આ સ્વર્ગવાસી રાજાનો પદ્મપુરની ગાદીપર કાંઈ વંશપરંપરાગત હક નહતો. તેણેતો પ્રમાણરાયનો પ્રાણ લઈ તેનું રાજ

છીનવી લીધું હતું; પણ મરતી વેળા પ્રમાણરાયનાં પુત્રને રાજ મળે એમ લખા ગયાછે.

**પ્રેમરાય**—પ્રમાણરાય કોણ?

**કનકસેન**—હું કહું તે ધીર ધરી સાંભળ.

**પ્રેમરાય**—કોઈ પણ હોય. આપણેતો કોઇને પણ ગાદીએ બિરાજેલો જોવાને ખુશી છીએ. એવો સુભાગ્ય પુરૂષ કોણ હશે વારૂ?

**કનકસેન**—આપણો નવો રાજા પદ્મપુરમાંજ રહેછે એટલુંજ નહીં પણ તે મારા મહાલયમાં રહેછે. તેને મેં નાહાનેથી મોટો કર્યોછે ચમકોશ નહી હો? મારા પ્રિય પ્રેમરાય, તે ભાગ્યશાળી નર કોઇ બીજો નહિ પણ તું—તુંજછે વ્હાલા પ્રેમરાય, કર મને આલિંગન. પદ્મપુરનાં ભવિષ્યના રાજા, તને મારા આશીર્વાદછે.

**પ્રેમરાય**—એશું કહોછો મારા પ્રિય પાળણહાર?

**કનકસેન**—ખરૂંજ કહુંછું. તારી ઇચ્છા હોયતો સઘળું પ્રકરણ તને સમજાવોશ.

**પ્રેમરાય**—કૃપા કરી સત્વર કહો સઘળું સાંભળવાને હું ઘણોજ આતુરછું.

**કનકસેન**—સાંભળ. તારા પિતા જોડે મને ઘણીજ મિત્રાચારી હતી. આપણા મરનાર રાજા અને તારા પિતા વચ્ચે અતિ વૈરભાવ હતો, માટે રાજાએ અંતરમાં કપટ રાખી, રાજ મહાલયનાં દાસોને ફોડી, નીચ યુક્તિથી તારા પિતાનો પ્રાણ લીધો. રાજ મંદિરમાં રાણીઓનો કકળાટ, લોકોની રડાપીટ અને તને સોનાનાં પારણામાં રડતો દેખી મને બહુ લાગ્યું. તારા પિતાનો પ્રાણ લઈ તે નિર્દય શાન્ત થયો એટલુંજ નહીં, પણ તને એ મારવાની યુક્તિ કરવા લાગ્યો; એ વાત મારા કાન

પર આવતાંજ મેં તને મારા સ્વાધીનમાં લઈ, મારા મહાલયમાં છુપાવી રાખ્યો અને મારા પોતાના બાળક પેઠે તને ઉછેરી મોટો કર્યો. તું હજી જીવતોછે એમ જ્યારે આપણા મરનાર રાજાએ સાંભળ્યું, ત્યારે તેણે પોતાના પાપનું સ્મરણકરી બહુ ખેદ કર્યો. અને તારા ઉપર દયા આણી, તનેજ રાજ મળે એવી વસિયત મુકી ગયોછે. કેમ હવે તારી ખાતરી થાયછે કે નહી?

પ્રેમરાય—હે દુર્ભાગ્ય? મારા પિતાની શી દુર્દશા? શું મારી માતાની પણ એવીજ દશા થઈ હશે?

કનકસેન—ના પ્રિય પુત્ર. તારી માતાએતો તારા પિતાના શબની ગતિ થયા પછી મલસ્કું થયા પેહેલાં અતિ શોકાતુર થઇ ઓચિંતો પ્રાણ મેલ્યો.

પ્રેમરાય—અરે? મારા કરતાં જેને વધારે દુઃખ પડેલું એવો પુરૂષ આ જગતમાં કોણ જન્મયો હશે વારૂ? મને કાંઈ સુજતું નથી. મને અંધારાં આવેછે. ઓ? મારો જીવ ફરેછે, પિતાજી કાંઇ ઉપાય કરો?

કનકસેન—ચિંતા નહી કર ભાઈ, આમ શોક કરવામાં કાંઈ સાર્થક નથી.ઉલટું તારેતો ખુશી થવું ઘટેછે. હવે તને રાજ મળશે. તું મારો, મારા કુટુંબનો અને સઘળી પ્રજાનો રાજપિતા કેહેવાઇશ. હવે તારે ન્યાય કરવોછે, અપરાધીને શિક્ષા કરવીછે, રંક અને નિર્બળને આશ્રય આપી તેઓનું રક્ષણ કરવુંછે અને તારા વિનાપરાધે મરણ પામેલા પિતાનું નામ અમર રાખવુંછે. માટે ઉઠ, સજ્જથા અને ચાલ મારી સાથે. (ગાયછે.)

## ગાયન.

(અંજની સુત હનુમંત મહા બિર.)—એ રાહ.

**પ્રેમરાય**—તારેપ્રસાદે પ્રિય કનકસેન વધે પ્રશંસા મારીરે.

**કનકસેન**—રાજ્યાસને બિરાજતો દેખી, રિઝે પ્રજા બહુ સારીરે.—તારે.

**પ્રેમરાય**—રાજ અમલ અતિ દીપ્ત કરીને, કરૂં કરમો પ્રતાપીરે,
દુર્લભ કૃત્યો હાથ કરીને, પામીશ માન હું ભારીરે.—તારે.

**કનકસેન**—વૈરભાવ તે રાજા પેઠે, ફરો ન હૈડે રાખીરે,
નગર લોકનો પ્રેમ આકરષી, રાખો સુકર્મો જારીરે.—તારે.

**પ્રેમરાય**—પાડ માનુંછું પ્રભુ હું તારો, પામ્યોછું રાજ ગાદીરે,

**કનકસેન**—અચળ રાજ કર પ્રેમરાય તું, એજ કામના મારીરે.—તારે.

**પ્રેમરાય**—પણ કદાપી રાજકુંવરી મને રાજ આપવા ના પાડેતો તેનો શો ઉપાય?

**કનકસેન**—હા પ્રેમરાય, કેટલાક રાજ્યાધિકારીઓ રાજ કુંવરીને તેમ સમજાવેછે. આપણ અને તેઓ વચ્ચે ખચીત તુટફાટ થશે, પણ તે અટકાવવાનો એક ઉપાય મને સુજેછે.

**પ્રેમરાય**—તે શું? હું તો જાણું.

**કનકસેન**—તે એ કે તારે રાજકુંવરીને વરી સલાહ સંપજથી રાજ કરવું.

**પ્રેમરાય**—નાં? નહિ? એમ કદીએ થનાર નથી. શું? જેણે મારા પિતાનો વિનાપરાધે પ્રાણ લઈ તેની ગાદી છીનવી લીધી, તે અધમ પાપીની કુંવરીને હું વરૂં? કનકસેન? આ તમારી સુચના વ્યર્થછે; કેમકે હું બીજી સ્ત્રી પર મોહી પડયોછું. માટે તેનેજ પરણવાનુ મેં પણ લીધુંછે.

(એક દાસ પ્રવેશ કરેછે.)

**કનકસેન**—(દાસને) કેમ ભાઈ મહારાજનાં પવિત્ર શબની યોગ્ય ક્રિયા થઈ ચુકી?

દાસ—હા સાહેબ, સર્વ થઈ ચુક્યુંછે. પણ રાજકન્યા શ્રીદેવી તમને બોલાવેછે.

કનકસેન–ચાલો હું આવુંછું. પ્રેમરાય, હું રાજમહાલયમાં અગત્યના કામે જઇ આવુંછું, તમે અહીંજ રેહેશો.

પ્રેમરાય—ઠીકછે હું અહીંજ રહીશ. (કનકસેન જાયછે.) કનકસેનને રાજમંદિરથી પાછા ફરતાં બહુ વાર લાગશે, તેટલાં હું મારી પ્રિયા સુંદરી કને જઈ આવુંછું.

(જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.

### સુંદરીનું દિવાનખાનું.

(તેણી એકલી ગાયછે.)

### ગાયન.

(હમારી મંદરીઆં કયસે સુની–એ રાહ.)

સુંદરી—વિમળ આંખે વદન આનંદી, વદે મધુરી વાણી;
એવા સુજન પ્રેમરાયની, કહેવાઇશ હું રાણી.—વિમળ.
ગુપત અગની પ્રેમનો, ઉઠયો મુજ મન માંહિ;
કઠણ લાગણી પ્રેમબાણની રહે કદી નવ છાની.–વિમળ.

મારા પ્રિય પ્રેમરાયના ભાગ્યનો આકસ્મિક ઉદય મને આશ્ચર્ય પમાડેછે. તેમનાં ભાગ્યોદય સાથ મારૂ પણ દૈવ્ય ઉઘડયુંછે. હું ન હતી જાણતી કે મારો આનંદી પ્રેમરાય કદાપી રાજગાદી પામશે. હવે હું આ

ગામની રાણી થઇશ, પદ્મપુરની સઘળી સ્ત્રીઓ ઉપર રાજ કરીશ, તેમને મારી આજ્ઞામાં રાખીશ અને મને ભાવશે તેમ મારા પ્રિય પ્રેમરાય જોડે રાજમંદીરમાં ખાનપાન કરીશ. હું મને સર્વથી સુખી સમજુંછું, કારણ મારી સ્વેચ્છા પુર્વક મેં મારે માટે પતિ શોધી કાઢેઓછે. મને વરવાને તેઓ સર્વ પ્રકારે યોગ્યછે. હું પ્રેમરાયને પરણીશ અને નિત્ય વિલાસ કરીશ. ખરી સ્ત્રીતો તેજ સુખી કે જેણી મન માનતો પતિ મેળવેછે. આ જગતમાં સ્ત્રીને પતિના સુખ કરતાં બીજું કયું સુખ વધારેછે? માટે દરેક સ્ત્રીને મન પસંદજ પતિ મળવો જોઇએ. પણ મારા પિતાને આ સઘળું ભાવે એમ મને ભાસતું નથી તોપણ તેને હું સમજાવીશ, કાલાવાલા કરીશ, કાંઇપણ કરીશ અને પ્રેમરાયનેજ હું વરીશ.

(ગાયછે.)

## ગાયન.

(તારા બંગલાની ખીડકી ઊંઘાડ—એ રાહ.)
પ્રભુ માનું અતિ ઉપકાર,
પિયુ થયોછે મહારાજ.—પ્રભુ.
નવ રંગ મહાલયે પિયુ બિરાજે,
માથે શોભે તાજ.–પિયુ થયોછે મહારાજ.
શોભિત વસ્ત્રો અંગે ઝલકે,
શોભે તે યુવરાજ.–પિયુ થયોછે મહારાજ.
નીતિ સુધર્મો નિત્ય જાળવે,
જાળવવા કુળલાજ.–પિયુ થયોછે મહારાજ.

(પ્રેમરાય આવેછે.)

અત્યાનંદ પામીછું તમને દખીને પ્રિય પ્રેમરાય.

પ્રેમરાય—ઓ મારી અર્ધાંગના? (ભેટેછે) આજ અગત્યનાં કામની અડચણ અર્થે અત્રે આવવા અસુરૂં થયુંછે.

સુંદરી—કાંઈ ચિંતા નહી, વલ્લભ? રાજદ્વારી કામોની અડચણો એવીજ હોયછે પણ રહો, તમ જેવા શુરવિરને અડચણ શેની હોય?

પ્રેમરાય—પ્રિયા તું જાણતી નથી. મોટા ને મોટી અને નાંનાંને નાંની અડચણો હોયછે. અને તેનો તને હજી પુરો અનુભવ મલ્યો નથી. આ ઉપર તળે થતી ક્ષણ ભંગુર જગતનો એજ નિયમછે.

સુંદરી—તે ભલે હોય, પણ હવે તમે માહાન પદ્વિ પામ્યાછો. જે તમને આપણી ધાડી મિત્રતાનો અનાદર કરવાને ઉસકેરશે અને આપણ વચ્ચે અંતર પડશે, એમ મને ભાસેછે.

પ્રેમરાય—હે પવિત્ર પ્રિયા? એવી અસંભવિત વાતો શી કરવી? કાંઇ નેવનાં પાણી મોભે ચઢતાં હશે? એ સર્વ તારા ખોટા ખ્યાલછે. તું જાણેછે પ્રિય, કે જેનાં જીવ વડે હું જીવુંછુ તેને કોઈ પણ દિવસ હું તજીશ? તારીવર્ષગાંઠને દિવસે તારા પિતાના દિવાનખાનાની દક્ષિણ દિશાએ પેલાં મોટા વૃક્ષની છાંયા હેઠળ ઉભાં રહી આપણ બન્ને વાત કરતાં હતાં તે તને સાંભરેછે?

સુંદરી—શા માટે નહી? મને પરણવાની કેટલીક સરતો મારા પિતા કને લખાવવા તમારી સહી કરેલો કોરો કાગળ તમે મને આપવા કહ્યું હતું તેજકે કાંઈ બીજું?

પ્રેમરાય—હા તેજ પ્રિયા? તું ભુલી નથી ગઇ. એક વાર તારા પિતાએ તને વરવાને હા કહી, એટલે તું સુખી થઇશ. મારૂં સર્વસ્વ છતે પ્રથમ તને સુખી કરવામાં હું મારો ધર્મ સમજીશ.

(ગાયછે.)

## ગાયન.

(પ્યારી તોરે નયન કયસે—એ રાહ.)

વિપત્તિ વેળાએ વા'રે, ધાએ તે સુમિત્ર જાણ;
સાચો લેણદેણમાં જે, તેને યુધ્ધે શૂરો જાણ.—વિપત્તિ.
સાચવે કદી ન જે, ભ્રતાર ભારયાનો પ્રાણ;
ધિક ધિક્ક ધિક તેને, તેનું ગૌણ ખાનદાન.—વિપત્તિ.
એક વાર નારને જે પ્યાર આપી લોપે આણ,
જાણી તેવા નરને નીચ વર્ણ તેની તુચ્છ જાણ.—વિપત્તિ.

**સુંદરી**—સત્ય કહ્યું મારા નાથ. સર્વે સ્ત્રીનાં ભ્રતાર તમ જેવાજ હોજો.

(પ્રેમરાય ગજવામાંથી કોરા કાગળ સહિત એક પ્રેમપત્રિકાનો લાખોટો કાહાડી સુંદરીને આપેછે.)

**પ્રેમરાય**—એ માંહેલો કોરો કાગળ તારા પિતાને મારૂં નામ દઈ આપજે.

(કનકસેન આવતો દેખાયછે.)

**સુંદરી**—આ શું તેઓજ અહીં આવેછે.

**પ્રેમરાય**—ત્યારે થોભ હું મારે ઓરડે જઈ આવુંછું.

(પ્રેમરાય જાયછે, કનકસેન પ્રવેશ કરેછે અને સુંદરી લાખોટો સંતાડેછે.)

**સુંદરી**—કેમ પિતાજી આજે અત્યારે અહીં.

**કનકસેન**—પુત્રિ મને તારૂં આજ કામછે, મારે તને કાંઈ પુછવુંછે, માટે મારૂં અત્રે આવવું થયુંછે.

**સુંદરી**—પિતાને પુત્રિનું કામ તે શું હશે.

**કનકસેન**—પ્રિય પુત્રિ, હવે તું ઉપવર થઇછે માટે તું કહીશ તો તારે માટે યોગ્ય વરની ભાળ કાહાડશું.

સુંદરી—પિતાજી હજીતો હું નાંનીછું. અત્યારમાં મને વર શા માટે જોઇએ?

કનકસેન—હું ધારતોજ હતો કે તું ના કહીશ. પણ તારી માં મને નિત્ય કંટાળો આપી તારી ઉઠાવણી કરવવા કહેછે.

સુંદરી—માતાજીને હું સમજાવીશ અને કહીશ કે હું બહુ નાંનીછું માટે હમણાં મને વર ન જોઇએ.

કનકસેન—તારી માતા કને તો તેં પરણવાને હા કહી હતી અને અહીં નાં કેમ પાડેછે? ચાલ, આપણે તારી માં કને જઇશું. પણ પેહેલાં પ્રેમરાય કને જતાં જઇએ.

સુંદરી—ઠીકછે, ચાલો પિતાજી.

(સુંદરી અને કનકસેન જાયછે.)

---

## પ્રવેશ ૫ મો.

### પ્રેમરાયનો ઓરડો.

(જ્યાં તે બેઠોછે, કનકસેન અને સુંદરી પ્રવેશ કરેછે.)

પ્રેમરાય—ભલે પધાર્યા પાળણપિતા નમન કરૂંછું. કેમ તમને રાજમંદિરથી પાછા ફરતાં બહુ વાર લાગી.

કનકસેન—હા, જરા વાર લાગી ખરી. પણ તારાં લગ્નવિષે મેં તને કહ્યું તેનો તેં શો વિચાર કર્યો?

પ્રેમરાય—પિતાજી, તમે કેહોછો તેમ થવું બહુ કઠિણછે, કારણ મેં તમને થોડીજ વાર થઈ કહ્યું કે જેણે મારા પ્રિય પિતાનો વિનાપરાધે પ્રાણ લઈ નીચ યુક્તિથી તેઓનું રાજ છીનવી લીધું, તે અધમ પાપીની કુંવરીને હું કદાપી વરનાર નથી.

**કનકસેન**—વિનાકારણે વ્યર્થ હઠ કરી ઉત્તમ લાભ જતો મુકવો એ ઠીક નહી.

**પ્રેમરાય**—ત્યારે શું તમે મને બળાત્કારે તેણી સાથ પરણાવવા ઇચ્છોછો?

**કનકસેન**—નાં, એમ નહીં. તારી મરજી વિરૂદ્ધ હું કાંઇએ તને કરવા કેહેતો નથી.

**પ્રેમરાય**—પિતાજી, જે અડચણો પેહેલી દુર કરવીછે તે એક કોરે પડતી મેલી બીજા વ્યર્થ વિષય ઉપર એટલું ધ્યાન ધરોછો તો મુખ્યે કરવાનું કામ અધુરૂં રહી જાયછે.

**કનકસેન**—પુત્ર, તે કામનો શુભ અંત આણવા વિષે તારે કશીએ ચિંતા કરવી નહીં. તે કામ મને ભાવશે તેમ પાર ઉતારીશ. મને તે કામની ચિંતા ન હોત તો મહારાજ કને જઈ સુરપાળની મસલતથી એટલી ખટપટ શા માટે કરત? મેં તને જે વાત કહીછે તે માટે તું હા કહે એટલીજ વાટ જોઉંછું.

**પ્રેમરાય**—તમારી કહેલી વાત કઠિણ અને ગુચવાડા ભરેલીછે. માટે તે ઉપર પાકો વિચાર કર્યા વના એકીવારે હા કહેવાય નહીં. હું તમને કાલે તમારા પ્રશ્નનો ઉત્તર દઇશ, અમાણા તો હું જાઉંછું. (સ્વગત) તુરત વેળા છાતીએ હાથ દેવો શુભછે. પણ અંતે મારી સુંદરીતો છેજ.

(પ્રેમરાય જતો રહેછે તેની પાછળ સુંદરી પણ લાખોટો સંતાડતી સંતાડતી જાયછે, કનકસેનની નજર તે લાખોટા ઉપર પડ્યાથી સુંદરીને બોલાવેછે.)

**કનકસેન**–સુંદરી?

**સુંદરી**—આવોજી.

**કનકસેન**—(લાખોટા તરફ હાથ કરી) આ શુંછે?

**સુંદરી**—વાંચી જુવો શુંછે તે. (ગભરાઇને લાખોટો આપેછે.)

**કનકસેન**—આ તને કોણે આપ્યો?

**સુંદરી**—પ્રેમરાયે આપ્યોછે. તેઓ તમનેજ આપવા કહેતા હતા.

**કનકસેન**—હં હં, ઠીકછે જોઉંતો ખરો. (લાખોટો ઉખેડેછે તેવામાં સુંદરી જતી રહેછે.) સુંદરી? આતે કો'ની આજ્ઞાથી— (મોં ઉચું કરી સુંદરીને જતી રહેલી દેખી) ગઇ? ચિંતા નહીં, ઠીકજ થયુંછે. મારી પુત્રી સુંદરી પ્રેમરાયને તેણીનાં અંતઃકરણથી ચાહેછે એમ આ લાખોટા ઉપરથી જણાયછે. તેમજ વળી પ્રેમરાય તેણી ઉપર કેટલો પ્રસન્નછે તે આ પ્રેમપત્રિકા અને સહી કરેલા કોરા કાગળ ઉપરથી સ્પષ્ટ જણાયછે. મને બીજો ઉપાય સુજતો નથી. દરબારીઓને દરબારમાં હાજર થવાને મેં જે કહાવી મોકલ્યુંછે, તેઓતો હવણાથીજ ત્યાં એકઠા થતા હશે. તેઓ પોતાનાં નવા રાજાને જોવાને અતિ આતુર હશે. આ સમયે આખી પ્રજાનું દૈવ એક બે ઘડીનાં મામલા ઉપર આધાર રાખે છે. આહ? મને એક વિચાર આવેછે. પ્રેમરાયે વિચાર કર્યા વિના પોતાની સહી કરેલો કોરો કાગળ સુંદરીને આપી મારે સ્વાધીન કરાવ્યોછે, તે કાગળ ઉપર સુંદરીનાં લગ્નનાં કોલકરારની વતી રાજકુંવરી શ્રીદેવીનાં લગ્નના કોલકરાર મારે મન ગમતા લખી કાહાડું તો કેવું? રાજમંદિરે પ્રેમરાય, શ્રીદેવી, સુંદરી સર્વે હાજર થશે, તેઓ સમક્ષ આ કોલકરાર વાંચી સંભળાવીશ. સર્વ કોઈ એમજ સમજશે કે આ સંધું પ્રેમરાયે રાજીખુશીથી લખ્યુંછે. ત્યાં તેનો કાંઇ ઉપાય રેહેશે નહીં. તેની મરજી વિરૂદ્ધ તેને આખી મંડળીમા ખુશીનો દેખાવ દેવો પડશે.—પણ ઓ? મારી પ્રિયપુત્રી? તારાઉપર

આ કેટલો અન્યાય? તારા સુખનો કેવો ભંગ? તારા ભોળા અને કોમળ હૃદયમાં કેવું મોટું દુઃખ થશે તે હું સારી પઠે સમજુંછું. તોયપણ મારાં સ્વદેશને ખાતર, અરે? પ્રતાપી પદ્મપુરને ખાતર, તેની વ્હાલી પ્રજાને માટે મારી પુત્રિનાં સુખનો ભંગ કરવો હું શુભ સમજુંછું. પદ્મપુરની રંગીલી પ્રજામાટે હું ખચીત એ કામ કરી મારો મહિમાં વધારીશ. અને તેમ કરતાં કદાપી મારાં પોતાનાં બાળકને દુઃખ થશે તો તેની શી ફીકરછે? આખી પ્રજાનાં સુખ આગળ તેણી એકલીનું દુઃખ શી બીશાદમાંછે? (ગાયછે.)

## ગાયન.

(કાલી ઘટા કોએલ બનછાઈ.—એ રાહ.)
કરો સ્વદેશ કાજ તમ ભાઈ, નિજ કટુ અરિસે સગાઈ;
કરો સ્વદેશાર્થે ઠગાઈ, જઈ પડો પીડામે પરાઈ;
હુન્નરને ઉત્તેજન આપો, જુઠાણનું જુઠું કાપો;
સુખનાં સાધન સઉ સ્થાપો, સઉ પ્રજા માને ઉપકાર;
ખરો આભાર થયોરે ભાઈ, નિજ કટુ અરિસે સગાઈ.
આપો પ્રાણ પ્રસંગોપાત, નિજ પુતરો પુતરી સાથ;
પડે પ્રસંગ તજો નિજતાત, હિત કરી થાવો પ્રખ્યાત;
કરો સ્વદેશમાં સુધારો, વિદ્યાનો કરીને વધારો;
દેશાર્થે ગ્રહો તલવારો, સઉ પ્રજા માને ઉપકાર;
ખરો આભાર થયોરે ભાઈ, નિજ કટુ અરિસે સગાઈ.

---

# અંક ૨ જો.



## પ્રવેશ ૧ લો.

### એક જાહેર સ્થળ.

(જુદી જુદી બાજુથી લોકોનું ટોળું પ્રવેશ કરેછે.)

લોકો—રંગછે, રંગછે, આજ મહા ઉત્સવનો દાહડોછે. હાલો, હાલો.

મોતીરામ—કેમ અલ્યા પાનાચંદ આનંદી તો છોને?

પાનાચંદ—આનંદ, આનંદ, તમ દીઠે વિશેષ. આજનો ઓચ્છવ ડાટ માટ સાથ ધુમ ધામથી મચી રહ્યોછે હો.

મોતીરામ—હા ભાઈ પાનાચંદ, પણ આપણો મગનલાલ હજી આવ્યો નથી. મગનલાલની લાલી દીવસે દીવસ વધતીજ જાયછેને.

(લંગડો લાલદાસ પ્રવેશ કરેછે)

પાનાચંદ—અરે પણ પેલો ઘરડો ઠચરો તો ક્યારનો આવી ઉભોછે. અને ગળ્યા ગળ્યા ગગન ગાંઠીઆ ગપોગપ ગળવાને કેવો સજ્જ થઈ ઉભોછે.

લાલદાસ—કેમ એ મર્કટ, તને સુખે બેસવા ગમતું નથી શું? જરા ચેનથી માહાલુંછું તેમાં તું મને ફોકટ કાં પજવેછે? આ લ્યો વળી મોકાણની બીજી મુર્તી પ્રવેશ કરેછે.

(મગનલાલ આવેછે.)

મગનલાલ—જેગોપાળ, લાલદાસ.

(જમીન ઉપર લાંબો પડી નમસ્કાર કરેછે.)

મોતીરામ—અરરર? આ તારૂં સાગર સરીખું ઉદર ચંપાઈ જતું હશેને?

મગનલાલ—(ઉઠીને) કેમ, એ રોતી સુરતનાં મોતીરામ, ખાલી પટપટારો કરવો છોડીદે, નહી કર તારી અળી ઘર વાટ જોતી બેસશે.

પાનાચંદ—એ દાંગા મગનલાલ, તને તો આજ તારા જીવમાં નવો જીવ આવ્યો હશે. આજની જમાણવારમાં તું શું શું ખાઇશ?

મગનલાલ—બાપુ આજ કાંઈ ઘણું જમવાનો વિચાર નથી, કેમકે મારા જીવને ચેન નથી. આજ કાંઇક અસુખ જેવું લાગેછે માટે માત્ર મધમધતા માલપુડા સાથ મીઠો મેસુર અને ગરમાં ગરમ ઘેવર સાથ ગગન ગાંઠીઆજ ખાઇશ. પણ જુઓ આજનાં આપણી ન્યાતનાં ઓચ્છવ માટે કેટલાં વાનાં આપણને ખાવાને રાંધ્યાંછે તેની ટીપ મને આપણી ન્યાતનાં ભટે આપીછે તે તમને સર્વને ખબરછે, તે સર્વે વાના આપણ સઘળા સાથે ગાયનમાં બોલી જઇશું.

## ગાયન.

(કોણ તું જ વન ભુંડી શુળ કાહાડે)—એ રાહ.

સઘળા—એલચી દાણા શાકેરીઆ દાણા,
ગગનગાંઠીઆ બરફી પેંડા હલવો બદામી,
ગળ્યાં ખાવાંછે ખાનાં—એલચી દાણા.

મગનલાલ-લાપસીને પુરી પાક ખુરમો,
ઘેવર મેસુરનાં વાનાં,
ચાલોજી ચાલોજી લોકો ખાવા સર્વ તમ,
લાડુ મોટા નાંનાં—એલચી દાણા.

લાલદાસ-શીરો શાકેરનો સુતરફણીને,
સ્વાદ માલપુડામાં,
કોપરાંપાક દુધપાક જલેબી,
ભાત ભાતનાં વાનાં—એલચી દાણા

મગનલાલ–આહાહા, આ મીઠાં પકવાનોનો શું સ્વાદછે, કે ખાતી વેળા મોહોમાં પાણી આવેછે એટલુંજ નહી, પણ તેઓનું માત્ર મોહોડેથી નામ લેતાં મોહોં ગળ્યું ગળ્યું થઈ જાયછે.

લાલદાસ–ચાલો, સર્વે એક હારમાં સીધા સીધા બેસી જાઓ.

મગનલાલ–પોતે તો કમરમાંથી વાંકો વળી ગયોછે અને અમને સઘળાને સીધા થવા કહેછે. એતો તારી કરણીનાં ફળ.

લાલદાસ–બાપુ, સીધાનાં વાંકા કેમ થાયછે તે અમણા જણાશે નહિ. જ્યારે જીવ ઉપર પડશે ત્યારેજ જણાશેકે—–

જોબન દિવસ ચારનું, ઘડપણ સઉનો અંત.
ક્ષણની મોજ મજા ઉપર, ધરો ન એવી ખંત.

મગનલાલ–નહિ નહિ, તારૂં કેહેવું સઘળું ખોટુછે. હું કહુંછું તે સાંભળ.

ઘરડો બેસે ઘેરમાં, નવ તેથી કાંઈ થાય,
આજ કાલમાં મરીશ હવે, એમજ લોહી સુકાય.

મોતીરામ–ભાઇઓ, અહિં શું કાવ્યરૂપી સંવાદ ચલાવવા આવ્યાછો, કે પેટ તાહાડું કરવા? (લાલદાસને મસ્કેરીમાં) ચાલ એ લટપટીઆ લાલદાસ, હવે તારૂં કવિત્વ છોડીદે. ચાલો સઘળા બેસીજાઓ. ભાઇઓ હવે તમે ભોજનની થાલીઓ આણવા માંડો.

(ભોજનની થાલીઓ આવેછે. સઘળા જમવાને બેસેછે.)

મગનલાલ–પેલી પેંડાની અને ગાંઠીઆની થાલી આમ આણોતો. પણ એટલાંએ મારો જીવ ધરાશે કેમ?

પાનાચંદ–દીઠુંકે લાલદાસ, આજ એનાં જીવને અસુખછે તે?

**લાલદાસ**–હા, તેતો ખરૂં. પણ મોતીરાંમ પેલો બાસુદીનો વાડકો આમ મોકલો.

**મોતીરાંમ**–લ્યો આ રહ્યો.

**મગનલાલ**–આ ગાંગાનાં વાંધા તેથી પોચું પોચું શોધેછે હો, નહિ કંર કઠીણ વસ્તુઓનો ઘાણ કાહાડત.

**લાલદાસ**–હજી બહુ વારછે. વખત આવશે ત્યારે સર્વ સેહેલાઇથી જણાશે. કારણ કે પોતે મુઆ વનાં સ્વર્ગે જવાતું નથી.

લૂણ વિનાં ભોજન નહી, રીઝવે રૂચિ જ્યમ,
દંત વિનાનો મુખડો, સ્વાદ ન આપે ત્યમ.
હવે પછીના કાળમાં, દંતનો કરશો ત્યાગ,
પરહરશો નિત મશ્કરી, લઈ દંતકષ્ટમાં ભાગ.

**મોતીરાંમ**–આજ આપણા હેમાનંદ ભટને આ પકવાનો બનાવવા માટે મોટું ઇનામ ઘટેછે. આહાહા, આજનાં માલપુડાનાં હું શું વખાણ કરૂં.

માલપુડાતો મધ મધતા, આપે સવાદ અપાર,
કંઠે ઉતરી જાયછે, મોહોંમાં મુકતાં વાર.

**પાનાચંદ**–પણ તમે ગગનગાંઠીઆનાં વખાણ સાંભલ્યાંછે?

**મોતીરાંમ**–નાં. કહો જોઉં સાંભળશુંતો ખરા.

**પાનાચંદ**–ગરમાં ગરમછે ગાંઠીઆ, ગપોગપ ગળાય,
ગળગળતાં ઘીમાં ઘણા, લપસી લપસી જાય.

**લાલદાસ**–ત્યારે બીચારા લાલદાસનાં લાડુને તો કોઈ યાદ કરતુંજ નથી કે શું?

**મોતીરાંમ**–શા માટે નહી, તમે પણ બોલો જોઇએ.

**લાલદાસ**—લાલમ લાલછે લાડવા, મોં'માં લપલપ થાય,
લગનસરામાં લાડુનો, બહુ મહિમાં કહેવાય.

**મગનલાલ**—પણ ત્યારે બાપડા મેસુરે શો વાંક કર્યો કે તેને કોઇએ પુછતું નથી? તેનાં જેવા ગુણ બીજા શેમાંછે? તેતો એવા છે કે.

મસાલેદાર મેસુરમાં, મધ કેરો મીઠાસ,
મુકે નહી કો' માનવી, જો આવે તે પાસ.

(કાંઈ ગડબડ સંભળાયછે)

**લાલદાસ**—અરે એ કો'નો આજો મરી ગયો?

(થોડા લોક ગાતા ગાતા આવેછે)

## ગાયન.

(નાટકનાં આ ખાસ ખેલનો ભાસ ભજો ઉજલાસ ધરો)—એ રાહ.

**થોડાલોક**—હાલો લોકો નગરના તમ ધમધમ કરતા દરબારે,
નવીન રાયનું રાજ સ્થાપવા આજ મળીછે ઠઠ ભારે.
**પાનાચંદ**—કોઈ મગનલાલનો હાથ ધરો,
**મગનલાલ**—અડશો નાં અંગે દુર મરો,
**મોતીરાંમ**—છે અપટ અન્નાડી એતો ખરો,
**મગનલાલ**—(ઉઠીને) દરબારે જાવા ઠાટ કરો,
**લાલદાસ**—લટપટ ઝટપટ લુલો લાલદાસ ચાલે પાયનાં ઠણકારે,
**સવળા**—નવીન રાયનું રાજ સ્થાપવા આજ મળીછે ઠઠ ભારે.

(ગાતા ગાતા જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.

### કનકસેનનો ઓરડો.

(જ્યાં તે એકલો બેસી પ્રેમરાયની સહી કરેલા કોરા કાગળ ઉપર લગ્નનાં કોલકરાર લખતો દેખાયછે.)

**કનકસેન**–હવે મને મારૂં મન સુજ્યું કરવાને કશીએ અડચણ રહી નથી. માત્ર મારી પુત્રી પ્રત્યે મેં અનર્થ કર્યો કહેવાશે. પ્રેમરાયની મારા ઉપર અપ્રિત થશે, એટલુંજ કે કાંઇ બીજું? મારાં સગાં વ્હાલાં અને બાળગોપાળનાં તો શું, પણ મારાં પોતાનાં સુખનો ભંગ થઇ પદ્મપુરની બોહોળી અને પ્રતાપિ પ્રજાને સુખ અને યશનો સાથે સંપત્તિની પ્રાપ્તિ થતી હોય, તો તેમ કરવાને હું સદાકાળ તત્પરછું.

(પાછો લખવા માંડેછે તેવામાં સત્યદેવ મનુષ્યરૂપે અદ્રશ્ય આવી તેનો હાથ ખેંચી એવું કામ કરતો અટકાવેછે.)

હેં? મારી લેખણ અટકેછે કેમ? આગળ ચાલતી કેમ નથી? (પાછળ ફરી જુએછે પણ કાંઇ દીસતું નથી) અરે? મારો હાથ કોઇ પકડી ખેંચતું હોય એમ મને લાગેછે. (ગડબડ) પણ આ ગડબડ શી સંભળાયછે. કોઇ ગાયછે.

(સત્યદેવ ગાયનમાં શીખ દેછે જે કનકસેન ધ્યાન દઇ શ્રવણ કરેછે.)

### ગાયન.

(હવે સાંભળ શાસ્ત્ર ભણેલા.)–એ રાહ.

**સત્યદેવ**–કર દુષ્ટ આ કલમ બંધ તારી,
સુની આજ તું આજ્ઞા મારી.

છોડી દે છળવિદ્યા તું સારી,
શીદ ફસવે તું પુત્રિ તારી?
સુંદરીની કરે ભંગ આશ,
તો તું નર્કતણો કરે વાસ.
થઈ તું તેણીનો છત્રધારી,
રખે ભુલતો થવા સદાચારી.
હવે સમજીને બોધ એ મારો,
પ્રજાપક્ષ તજીદે તારો.

(સત્ય દેવ જતો રહેછે.)

કનકસેન—આ શો ચમત્કાર? અત્રે કોઈ દેખાતું તો નથી, અને આ સાદ ક્યાંથી આવ્યો. (દાસને) છોકરા?

દાસ—આજ્ઞા મહારાજ?

કનકસેન—જો, દ્વારપાળ શું કરેછે, ઉંઘતો તો નથી. મહાલયનાં કમાડ વાસેલાંછે કે ઉંઘાડાં? પુછ તેને, અમણા કોઈ અંદર આવ્યું હતું.

(દાસ જાયછે.)

કનકસેન—આ શો છળ? કોઈ નહિ મળે. સઘળું શાંન્ત સ્મશાન જેવું કેમ થઈ ગયું. બાહારથી અહિ કોઈનો સાદ સંભળાયો ખરો. કોઈ મને (કાગળ તરફ આંગળી કરી) આ કપટ રચનાથી વેગળો રેહેવાને ઉસ્કેરેછે. પણ શું હું તેમ કરીશ? નાં, કદી નહી. (બારીએ શુદ્ધ કાળી બીલાડી ફરતી દેખી.) પણ આ હું શું દેખુંછું, શુદ્ધ કાળી બીલાડી? વાહવા, શુકનતો સારા થયાછે. અમણાનાં આ અદ્દભૂત બોધને હું હવે ન ગણકારૂંતો શો બાધછે? મારે હાથ ધરેલાં આ મહા કર્તવ્યનો શુભ અંત આવશે અને સર્વ નિર્વિઘ્ને ટળશે એવું દીસેછે.

## ગાયન.

(કાંહાંસે આયે ચિલવન ચોર.)—એ રાહ.

આજ આનંદ અંગે ન માયરે,
મારા કામ અરથે શુભ શુકન થયો.—આજ.
શુભ બિલાડી આસન કરો આજ,
મેડીની બારી માંહ્યરે.—મારા.
દાસ ગમન કરી અંતરગ્રહમાં,
બિલ્લીને બહુ પય પાયરે.—મારા.
શુકન પ્રતાપે પેચ સરેતો,
સઘળી પ્રજા હરખાયરે.—મારા.

(દાસ આવી બિલાડીને દુધ પાવા લઇ જાયછે.
કનકસેન પાછો લખવા બેસેછે, સુરપાળ
પ્રવેશ કરેછે.)

**સુરપાળ**—ઓહો કનકસેન તમે હજી અહીંજ છોકે?

**કનકસેન**—હા મારા સાચા મિત્ર, કહો શા સમાચારછે.

**સુરપાળ**—અતિ આનંદકારક. તમે કહાવી મોકલેલા શબ્દો રાજકુવરી શ્રીદેવીએ માન્ય રાખી, તમને આશીષ કહાવ્યાછે. અને કહાવ્યુંછે કે તેણી પ્રેમરાયને વરી તેમની સાથ પદ્મપુરનું રાજ ચલાવવાને રાજીછે.

**કનકસેન**—તેણી હમણા શું કરેછે?

**સુરપાળ**—હું ત્યાંથી નિકલ્યો ત્યારે દરબારે પધારવા તેઓ શ્રૃંગાર સજ્જતાં હતાં.

**કનકસેન**—પ્રેમરાય સાથ હસ્તમિલાપ કરવાને તેણીને કેવો હર્ષ છુટયો હશે?

સુરપાળ—સત્યછે, કૃપારાય.

કનકસેન—શૂરા સુરપાળ આ સર્વ તમારૂં કર્તવ્યછે. તમે સઘળું પુર્ણ રીતે પાર પાડી પ્રજા ઉપર મોટો ઉપકાર કર્યોછે. એવે સમયે તમે મને જે ભારે મદદ કરીછે, તેનો હું ખરાં અંતઃકરણથી તમારો પાડ માનુંછું. ખરેજ તમે સ્વદેશ હિતેચ્છુછો.

સુરપાળ—હે કૃપાનાથ, એ શું કહોછો? એટલાં બધાં માનને હું પાત્ર નથી. તમે મારાં બેહદ વખાણ કરોછો. માત્ર મેં તો એક સ્વદેશ હિતકારી તરીકેનો મારો ધર્મ બજાવ્યોછે. એથી વધારે બીજું કશુંએ કર્યું નથી. પણ આપે જે યુક્તિ રચી ડાહાપણયુક્ત ગોઠવણ કરીછે, તે ખચીત તમારી વૃદ્ધાવસ્થાને દીપવેછે. તમે પ્રેમરાયને રાજપુત્રી શ્રીદેવી સાથ પરણાવવાની ગોઠવણ કર્યાથી, પદ્મપુરમાં જે ભારે યુદ્ધ થવાનો સંભવ હતો, તે મટી ગયોછે. અને કોટી જીવોનો નાશ થતો અટક્યોછે. આ તમારી કાર્યસિદ્ધિ માટે તમને મુબાકરબાદી આપુછું.

(ભેટેછે.)

કનકસેન—રાજમંડપમાં સર્વે સામગ્રી તૈયાર તો હશેજ.

સુરપાળ—નિશ્ચિંત રહો, સર્વ યોગ્ય વસ્તુઓની સજાઈ કરી રાખીછે.

કનકસેન—ચાલો ત્યારે આપણે જઇશું દરબારે.

સુરપાળ—રહો કનકસેન, કાંઇ વિશેષ કેહેવુંછે.

કનકસેન—વળી શુંછે?

સુરપાળ—આજ શ્રીદેવી તો પ્રેમરાયને વરશેજ. અને તમારી પુત્રિ સુંદરીને મને લગ્નમાં આપવાને તમે મારા વૃદ્ધ પિતાને કહાવ્યું હતું, તે તમારી માંગાણી આજ હું ઘણા હર્ષ સાથ માન્ય રાખુંછું. (નમેછે.)

**કનકસેન**–પ્રિય સુરપાળ, તમે મારી માગણી કબુલ રાખી માટે હું ખુશીછું. તમજેવા કુળીન પુરૂષો સાથ સગાઇનું નાતું રાખવામાં હું મોટું માન સમજુંછું. માટે પ્રેમરાયને આજ રાજ્યાસને બેસાડયા પછી મારી પુત્રિ સુંદરી સાથ તમારાં લગ્ન બાંધવાનું આ વચન આપુંછું. (વચન આપેછે) તમે અહીંજ રેહેશો, હું અબઘડી વસ્ત્રાલંકાર સજી આવુંછું.

(જાયછે.)

**સુરપાળ**–(એકલો પોતાને) કનકસેન મને પોતાની પુત્રિ લગ્નમાં આપવાને રાજીછે, પણ શું સુંદરી મને તેણીનું અંતર આપશે? નહિ, નહિ, એમ કેમ બનશે? કદાચ તેણીનો પ્રેમરાય સાથ પ્રેમ બાજ્યો હશે તો તેણી તેનાં સરખો યુવાન પુરૂષ છોડી કદાપી મને વરશે? આ કામ બની શકે એમ મને લાગતું નથી. કેટલાક સ્ત્રીવશ થએલા પુરૂષો સ્ત્રીનાં વખાણ અને ખુશામત કરી તેનો પ્રેમ મેળવેછે, તેમ કરતાં મને તો કંટાળો ઉપજેછે. તોપણ સુંદરી જેવી સુંદર સ્ત્રી મારે હાથ આવશે તો તેણીને સદા હર્ષમાં રાખવા તત્પર રહીશ.

(કનકસેન શ્રંગાર સજી આવેછે.)

**કનકસેન**–ચાલો હવે રાજમંદીરે, સઘળા આપણી વાટ જોતા હશે.

(બંન્ને જાયછે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—રાજમંદિર.

(કનકસેન અને સુરપાળ નોત્રેલા પુરૂષોની આગતા સ્વાગતા કરવાને ઉભેલાછે.)

**કનકસેન**—આદર સત્કારનાં સર્વ સાંધન તૈયાર છેની?
**સુરપાળ**—હા પિતાજી.

(પ્રધાન પ્રવેશ કરેછે.)

**કનકસેન**—પધારિયે પ્રધાનજી.
**પ્રધાન**—મંડળીકો હજી આવ્યા નથી.
**કનકસેન**—આવ્યામાં હવે સૌ.

(નગરજનો આવેછે.)

સઘળા—જેગોપાળ, જેગોપાળ.

(મંડળીક રાજાઓ દરબારીઓ ઇત્યાદી આવેછે. તેઓને એક પછી એક પદ્વી પ્રમાણે બેસાડેછે.)

**સુરપાળ**—મહારાજ ગોરખનાથ આવેછે.
**પ્રતિહાર**—ગોસ્વામિ મહારાજ ગોરખનાથને ઘણી ખમા?

(શ્રીદેવી પ્રવેશ કરેછે.)

**પ્રતિહાર**—મહારાણી શ્રીદેવીનું રાજ અમર તપો!!

(પ્રેમરાય પ્રવેશ કરેછે.)

**કેટલાકલોક**—મહારાજ આવ્યા, મહારાજ આવ્યા?
**પ્રતિહાર**—પદ્મપુરનાં ચક્રવતિ યુવરાજ પ્રેમરાય પ્રમાણરાયનું રાજ તેજ અમર તપો!!

(ગાદીએ બેસેછે.)

કનકસેન—મંડળીકો, દરબારીઓ, સૈન્યાધિપતિઓ, નગરશેઠો, અને તમે સર્વ, જેઓ આ પ્રસંગે હાજરછો, તેઓ સમક્ષ આપણા છેલ્લા વૈકુંઠવાસી મહારાજાધિરાજ ચિત્રસેનની વસીયત પ્રમાણે પ્રમાણરાયના પુત્ર પ્રેમરાય પદ્મપુરનાં નવા અધિપતી આજ સિંહાસને બેસેછે.

(ગોરખનાથ કેટલાક બ્રાહ્મણો સાથ મંત્રક્રિયા કરેછે, અને બાકીના બ્રાહ્મણો ગાયછે.)

## ગાયન.

(રોજ આજકા હોવે મુબારક.)—એ રાહ.

બ્રાહ્મણો—કરો પદ્મપુરે પ્રેમરાય,
મંત્ર સાધનાં આજ ઘણાય.
તેજ તપો પદ્મપુરનું રૂડું,
જૂગ જૂગ કીરત્તિ ગવાય.
રાજનાં શત્રુનું કરમ જે કૂડું,
અહોરાત નિષ્ફળ થાય.—મંત્રસાધના.

કનકસેન—આપણા નવા મહારાજેશ્વર પ્રેમરાયે પોતાની સહી કરેલા કાગળ ઉપર લખી આપેલા કોલકરાર આ ભર રાજસભા સમક્ષ વાંચી સંભળાવુંછું.—

"કૈલાસવાસી મહારાજાધિરાજ પ્રમાણરાયના પુત્ર પ્રેમરાય, પદ્મપુરનો પાટવી કુંવર સર્વને જાણ કરીએછીએ, કે તે પરબ્રહ્મ પરમકૃપાળુ પરમેશ્વરની કૃપાથી અમને અમારા પુર્વજોની પદ્મપુરની રાજગાદી પાછી મળીછે. તમારા રાજા દાખલ અમારો ધર્મ સાચવી, સાચો સ્વદેશહિતેચ્છુ અને પ્રજાદુ:ખભંજન રાજા થવા અમારો પવિત્ર કોલછે.

ન્યાય કર્યાવિના પક્ષપાતપણે અમારી ઓહોળી પ્રજામાં કોઇને પણ અઘટીત શિક્ષા થવા દઇશું નહિ. મોટા અને નાંનાં, ઊંચ અને નીચ, રંક અને રાયને એકજ આંખે જોઇશું. સત્યનાં કાંટા ઊપર ખરો તોલ કરવાનાં શપથ લઇએછીએ એટલુંજ નહિ, પણ અમે પોતે કોઇ દિવસ કબુદ્ધિથી કદાપી પ્રમાણીકપણું તજી અપરાધ કરીએતો, અમારા આ પોતાનાંજ ધર્માસન સાંમે ઊભા રહી અમારી પ્રજા કને અમારો ન્યાય કરાવશું." વળી આજથી રાજકુંવરી શ્રીદેવી જોડે સ્વેચ્છાથી હસ્તમિલાપ કરવા મહારાજ રાજીછે. (પ્રેમરાય ચમકેછે.) "તેણીને અમારી રાજભકત પ્રજા સન્મુખ અમારી પત્નિ સ્વીકારી, તેણી સંગાતે ચંદ્રકાળ સુધી એક મત થઇ રાજ ચલાવવાને, અને સર્વકાળ તેણીને પરમસુખી કરવાને, પ્રતિજ્ઞા કરીએછીએ."

(પ્રેમરાય મનમાં શોક કરેછે.)

**પ્રેમરાય**--(સ્વગત) ઓ પાપી? આ કેવો છળ થયો? કનકસેન તારૂં ક્યાં ભલું થશે? અરે પ્રભુ જેમ તારી આજ્ઞા. ધીરજ વિનાં બીજો ઉપાય રહ્યો નથી.

**કનકસેન**--(સ્વગત) એ સર્વ સમજી ગયોછે. જોઇશું હવે શું થાયછે તે.

(પ્રેમરાય એવો બનાવ બન્યાથી ખિન્ન થયલો પણ સભાનું મન મનાવાને માટે કાંઇક ભેદ ભરેલું બોલેછે.)

**પ્રેમરાય**--મંડળેશ્વરો, પ્રધાન, નગરશેઠો, સર્વ જેઓ આજના એવા શુભ પ્રસંગે અતરે મલેઆછો, તેમને દેખી અમને બહુ આનંદ થયોછે. આજનો દિવસ અમે ઘણો ભાગ્યશાળી

માનીએ છીએ. અમારા પુર્વજોની ગાદી અમને આજ પાછી મળીછે. સર્વે સરદારો દેશહિતમાં એક સંપે રહી, રાજની સુલેહમાં લોકનાં સુખનાં ઉદ્યોગ વધારશે અને શત્રુની સામાં મોટું પરાક્રમ દેખાડશે. આજનો સઘળો ઓચ્છવ કનકસેન તથા સુરપાળ વગેરે અહીં મળેલા મંડળેશ્વરોને શ્રમે થયોછે, માટે તેઓને મોટું માન ઘટેછે. શ્રીદેવી વિષે કનકસેને પત્રમાં વાંચી સંભળાવ્યુછે, તે તમે અમે અને શ્રીદેવીએ સાંભળ્યુંછે.

એક મંડળેશ્વર—(સભાને) આજની આપણી રાજસભા ઘણા હર્ષ સાથ અતરે મળીછે, અને આપણા આગલા રાજા પ્રમાણરાયનાં પુત્ર પ્રેમરાયને બહુ ઉમંગથી આપણા છત્રપતિ સ્વિકાર્યાછે. એઓનું રાજ અમર તપો, અને એઓનો મહિમાં વધી ત્રિલોક્યમાં યશ પામો. તથાસ્તુ!!

એક નગરશેઠ—(સભાને) આજ પદ્મપુરની રાજભક્ત પ્રજાને બેવડો હર્ષ છુટયોછે. રાજકુંવરી શ્રીદેવી પણ ઠેકાણે પડયાંછે. તેઓ બહુ ભાગ્યશાળીછે કે મહારાજ પ્રેમરાય જેવા યશવાળા પતિ હાત લાગ્યાછે. એઓ કેવળ સદગુણ અને ધર્મનાં ભંડારછે. એઓનું રાજતેજ ઘણા કાળ તપો, અને એઓનું અને મહારાણી શ્રીદેવીનું કલ્યાણ થાઓ!!

(સભા ઊઠેછે.)

---

## પ્રવેશ ૪ થો.

### રાજમંદિરનો એક ઓરડો.

(જ્યાં સુરપાળ તથા પ્રધાન રાજકારભારની
મસલતો કરતા ઊભાછે.)

**સુરપાળ**—પ્રધાનજી, આ માન સર્વ કનકસેનને ઘટેછે. તેવણે પ્રજા ઉપર મોટો ઉપકાર કર્યોછે. રાજ ઉપર ભારે પીડા આવતી અટકાવીછે, અને બન્ને પક્ષ વચ્ચે યોગ્ય ગોઠવણ કરી, સર્વ સમાધાન કર્યુંછે. આ વૃદ્ધજને આ મહાકૃત્ય કરી પોતાનો મહિમાં વધાર્યોછે.

**પ્રધાન**—બહુ સારૂં થયું કે મહારાણી સેહેલાઇથી સમજ્યાં અને મહારાજ પ્રેમરાયને પોતાનો પતિ સ્વીકારી, તેઓ સાથ રાજ કરવાને કબુલ કર્યું. નહીંકર બન્ને પક્ષવાળાઓમાં અણબનાવ થઇ દેશના સંપની હાની થાત અને કુસંપનો પ્રવેશ થયાથી શત્રુઓ દેશ લુટી લેત.

(કનકસેન પ્રવેશ કરેછે.)

**કનકસેન**–કેમ પ્રધાનજી શું ચાલ્યુંછે?

**પ્રધાન**—રાજની ખટપટનાજ વિચારતો.

**કનકસેન**–ઠીકછે, કયા કયા ફેરફાર કરવાછે.

**સુરપાળ**—મેહેસુલ ખાતાની વ્યવસ્થા બરાબર થતી નથી માટે તેમાં ફેરફાર કરવા જરૂરછે.

**કનકસેન**–તે કામ પ્રધાનજીનું છે. તેઓ જે કરશે તે આપણને કબુલછે. નાંકેબંદી ઉપર પણ જાપતો રાખવો જોઇએ.

**પ્રધાન**—એકવાર લશ્કર ખાતું સુધર્યું, એટલે બીજાં ખાતાં સુધરવાને વાર લાગવાની નથી. લશ્કરના કોઠારમાં ઘોટાળો બહુ

ચાલેછે. વળી ચાવડી ઉપર ચોરી અને દરોડા પણ થવા લાગ્યાછે એ ઠીક નહિ.

**સુરપાળ**—સર્વ હળવેથી સુધરશે.

(મગનલાલ તથા લાલદાસ પ્રવેશ કરેછે.)

**મગનલાલ**—પ્રધાનજી, લશ્કર ખાતાનાં અનાજ તથા ઘાસ વિગેરેનો ઇજારો અમને આપશોતો બહુ મોટી કૃપા થશે.

**કનકસેન**—હાલ તરત લશ્કર ખાતાંનો ઇજારો કોઇને આપવો નથી. જ્યાં લગણ રાજ્યાવસ્થા પાકા બંધંન ઉપર આવે નહી, ત્યાં લગણ સર્વ ચાલેછે તેમજ ચાલશે.

**લાલદાસ**—શેઠજી, દર વર્ષ અમેજ ઇજારો લેતા હતા.

**પ્રધાન**—ઠીકછે, તમે લેતા હતા તો તમનેજ મળશે.

**મગનલાલ**—વારૂ સાહેબ.

**કનકસેન**—પ્રધાનજી, મારે પ્રેમરાય કને જવુંછે. હું તમને પછી મળીશ.

**પ્રધાન**—ઠીકછે, જાઓ.

(કનકસેન જાયછે.)

**સુરપાળ**—તમે કાલે સહવારે અહીં આવજો.

**મગનલાલ**—હા, આવશું સાહેબ.

(પ્રધાન તથા સુરપાળ જાયછે.)

**લાલદાસ**—આજ સભાનો ઠાઠ મંદ શામાટે દેખાતો હતો તે હું જાણુંછું. ત્યાં બનેલા બનાવોનો સઘળો મર્મ હું પામી ગયોછું.

**મગનલાલ**—ભાઇ, તારી આ વર્ત્તણૂંક મને ગમતી નથી. આપણ એકતો અભણ રહી જઇ ઘરસંસારની ધાસ્તીથી મરી રહેલા, તેમાં રાજદ્વારી વિષયમાં માથું ઘાલવું એ મને ઠીક ભાસ્તું નથી.

લાલદાસ—એ હિચકારા? એટલો બધો ડરી કેમ ગયો? માત્ર બાઇજ જાણ્યુંકે? આપણને થોડુંજ એ વિષય માટે લડવુંછે. માત્ર એટલું જાણુંછું કે કનકસેને મહારાજ પ્રેમરાય જોડે કપટ રચનાં કરીછે.

મગનલાલ—કપટ? તે કેમ?

લાલદાસ—તે વાત બહુ લાંબીછે, અને ઘર જવા બહુ મોડું થયુંછે. માટે ટુંકામાંજ જે કહુંછું તે સાંભળીલે. પણ કોઇ બીજાને એ વાત કહીશમાં.

મગનલાલ—ભાઇ લાલદાસ, તારે તે માટે નિર્ભય રેહેવું. કોઇ નહિ જાણતું હશે, તેને ઘરે જઇ કહી આવીશ, તેપણ તારૂં નામ દઇને. કાંઇ ચિંતા નહીં.

લાલદાસ—અરરર? નાં, ત્યારે તો ન કહું. કનકસેન જાણશે તો મારો પ્રાણ લેશે. તને હું મારો મિત્ર જાણી કહુંછું.

મગનલાલ—અને હું પણ તને મારો મિત્રજ જાણી પુછુંછું.

લાલદાસ—ત્યારેતો હું તને કહીશ. કનકસેને પોતાની પુત્રિ સુંદરીને છળ દીધોછે. તેણી મહારાજ પ્રેમરાયને વરનાર હતી, પણ નીચ કપટ કરી તેણીને ફસાવી, અને મહારાજનાં લગ્ન શ્રીદેવી જોડે લગાડયાંછે. આથી મહારાજ સાંભળ્યા પ્રમાણે બહુજ રૂઠયાછે. પરમેશ્વર જાણે આ ગડબડનો અંત શો આવશે.

મગનલાલ—એ અપટ કનકસેને કપટ કીધુંછે, પણ કોઇ દીવસ સપટમાં આવી પોતાની મેળે ડપટ પડશે.

(બન્ને જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.

(રાજમહાલયમાં એક દિવાનખાનું. પ્રેમરાય એકલો બેસી ગાયછે, આઘે દાસ ઉભોછે.)

### ગાયન.

(તેરી ઉલફતમે હુવે બદનામ.)—એ રાહ.

પ્રેમરાય—ભમું ભંગુર જગત સારી, જડે નહી એવી સુંદર નારી.
ઘાવ વિયોગ કરે ભારી, કરૂં નિશદિન રૂદન જારી.
પ્રેમાગ્નિ દેહમાં પ્રદિપ્ત થઈને, બાળે સંધું રૂધિર.
સ્મરણ કરાવે મુજને તારૂં, શશિ સમાન શરિર.
લાગે ઓ? પ્રેમની કટારી, જડે નહી એવી સુંદર નારી.

પ્રેમ કાં ગુપ્ત માર-મારે, પ્રિયા તું દોડ મારી વા'રે.
સુંદરી? સુંદરી? કરી રહ્યો હું, તુટી મનની આશ.
વિરહ વેદના ભેદી ભેદી, બંધ કરે આ શ્વાસ,
ભેટ તું વેગે રમા મારી, જડે નહિ એવી સુંદર નારી.

હે કૃપાળુ દેવ? જેણે મને બાલ્યાવસ્થામાં પાળી એવડો મોટો કર્યો, તેણે અને તેણેજ મારૂં નખોદ વાળ્યું. ઓ કનકસેન? તું એવો પાપી નિવડયો. તારી પુત્રિને છળી દીધો. મને ફસાવ્યો. કર્મ પ્રતાપે જે કાંઈ પડે તે સહન કરવું સઉને ભાગછે. રાય હોય કે રંક પણ ગ્રહયોગ કોઈને છોડતો નથી. કર્મ તેવી બુદ્ધિ. કનકસેન શું કરે, સર્વ મારૂં કર્મ કરેછે.

(ગાયછે.)

## ગાયન.

(દિખલાદો કાંહાં હય એ દિલારામ હમારા)—એ રાહ.
દૈવે મારી આશ વાળી ઉંધીરે ખરે,
દૈવગતિ મનુંષ્યને વિચિત્ર કરે.
ઓ દેવ, ઓ દેવ, ઓ દેવ.—દૈવે.
માત તાત કો' નવ મળે, આશા તુજમાં દેવ,
તલપેછે મુજ કામિની, કરવા મારી સેવ.
ઓ દેવ, ઓ દેવ, ઓ દેવ.—દૈવે.
સંકટમાંછે પ્રેમદા, દાબું છાતી સાથ;
કોટી કષ્ટ સહન કરી, ઝાલીશ નક્કી હાથ.
ઓ દેવ, ઓ દેવ, ઓ દેવ.—દૈવે.
વિશ્વાસુ મન શુદ્ધ વળી, પિતા સમાન ઉપકાર;
કપટ તે કરનારનો, ક્યમ સહું હું ભાર.
ઓ દેવ, ઓ દેવ, ઓ દેવ.—દૈવે.
બુદ્ધિભ્રંશ થયો કનકસેન, બાપ સમાન ગણાય;
કરે શ્રવણ કુણ દાદ લઇ, આંતરડીની હાય.
ઓ દેવ, ઓ દેવ, ઓ દેવ.—દૈવે.

(કનકસેન પ્રવેશ કરેછે.)

**કનકસેન**—મહારાજને જુહાર કરૂં છું.

**પ્રેમરાય**—અરે? તમારો જુહાર જોઇતો નથી. તમારૂં કાંઇએ જોઇતું નથી. તમે મારૂં કાળજું ચીરી નાખ્યું—મારા સુખનો ભંગ કર્યો—મારી સઘળી આશા તોડી નાંખી. તમે એવું અણઘટતું કામ કરશો, એવું હું સ્વપને પણ ધારતો ન હતો.

**કનકસેન**—હે મહિપતિ? મેં જે કર્યુંછે, તે વાજબીજછે. મેં ખોટું કર્યું નથી.

**પ્રેમરાય**—કનકસેન! એમ બોલશો નહિ. ખોટું નહિતો બીજું શું? આ દુઃખ કાંઇ મારા ઉપર નાનું સરખું આવી પડ્યુંછે? ઓ પરમેશ્વર? ગ્રહયોગ મનુંષ્યની બુદ્ધિ કેવી ફેરવી નાંખેછે.

**કનકસેન**—મહારાજ શાંન્ત થાઓ, સર્વ ઠીકજ થશે.

**પ્રેમરાય**—શાંન્ત તે કેમ થાઉં? તેમ થવાનો એક માત્ર રસ્તોછે. આવતી કાલે મલસ્કામાં પાછી સભા ભરી સઘળા સન્મુખ તમારો અપરાધ તમે સ્વીકારો, અને શ્રીદેવીનાં લગ્ન રદ કરાવો.

**કનકસેન**—હે પ્રભુ? એ કેમ બનશે? એક વાર બોલ્યું અબોલ્યું કેમ થશે? શું હું સ્વદેશનું હિત વિસારી દઉં? નહિ નહિ. એમ કદાપી થનાર નથી.

**પ્રેમરાય**—ડાહ્યા કનકસેન? હઠિલા નહિ થાઓ, હું કહું તેમ કરો, એટલે પત્યું.

**કનકસેન**—પ્રેમરાય, તમને રાજપદ્દિ મળીછે માટે તમે મારા તાત સમાન છો. તમે કહોછો તેમ થવું બિકટછે. મને ક્ષમા કરો.

**પ્રેમરાય**—તમે સમજુ થઇ મને વ્યર્થ રીશ કાં ચઢાવોછો?

**કનકસેન**—રીશ ચઢવા જેવું કશુંએ નથી.

**પ્રેમરાય**—(ચીરડાઇ) નથી શું? તમે મારી તરફ કેવી ચાલ ચલાવીછે, તે તમને ખબરછે?

**કનકસેન**—મેં સઘળું તમારા હિતનુંજ કર્યુંછે.

**પ્રેમરાય**—બળ્યું તમારૂં હિત. અણસમજુની પેઠ હઠજ લઇ બેઠાછો, તો હું બીજું શું કહું. તમને ઘેલછા આવીછે તમે હમણા અહિંથી જાઓ.

**કનકસેન**—એટલુંજ માત્ર કહોકે જે મેં કર્યુંછે તે યોગ્યજ કર્યુંછે, એટલે હું જાઉં.

**પ્રેમરાય**–(વધારે ચીરડાઈ) હે દુષ્ટ આઘા રહો મુજથી? તમે સદ્‌ગુણનો ત્યાગ કરી, મારા સુખનો ભંગ કર્યોછે. એક વાર તમે ચુક કરી તો કરી, પણ તેને પાછી સુધારવાએ ના પાડોછો, તો ખચીત કરી જાણો કે તમને હવે અમથા જવા દઈશ નહી.

**કનકસેન**–(સ્વગત) હે સુર્યનારાયણ? મને હિંમત આપ. મહારાજ ગમે એટલા કોપશે પણ સ્વદેશનું હિત કેમ વિસારૂં?

**પ્રેમરાય**—કનકસેન? તમારા પાપી કૃત્યનું સ્મરણ મારા આખા અંગમાં ઝેર ઉત્પન્ન કરેછે.

**કનકસેન**–હે રાય! મેં અપરાધ કર્યો નથી.

**પ્રેમરાય**—બસ, તમે અહીંથી જાઓ. (દાસને) બંધ કર મહાલયનો દરેક દરવાજો, કે આ મારો પેલે ભવનો વેરી અહીં આવી મુજને વારંવાર સતાવે નહીં.

**કનકસેન**–હે મહિપતિ! હે તાત! જોકે હું આપનો પિતા જેવો છું, અને તમને મારા કરતાં મોટી પદ્વિ મેં અપાવીછે, તોપણ તમે મારા ઉપર કોપોછો? જેમ તમારી ઇચ્છા. દેશનાં હિતાર્થે સર્વ સહન કરીશ. વળી તમારી વધારે ઇચ્છા હોય અને તમે મારા ઉપર રૂઠયાજછો, તો કાઢો તમારી તલવાર, બંધો કરો આ દેશહિતકારી શ્વાસને, (છાતી ઉઘાડેછે) અને તમારો ક્રોધ શાંન્ત કરો.

**પ્રેમરાય**—હે ગર્વિષ્ટ હિતકારી? આજ તમારો જીવ જતો જો બચ્યો હોય તો માત્ર એક કોમળ, પ્રિય અને સુંદર જીવડા થકીજ બનચ્યોછે. આજ ખચીત તમારો જીવ ઉગરચોછે. હું તમને વિનવીને કહુંછું, કે મારૂં કહ્યું માનો?

**કનકસેન**–હવે તમારૂં કેહેવું સર્વ ફોકટછે. હવે કાંઇ પણ થવું અશક્યછે.

**પ્રેમરાય**—(ચીરડાઇને) ઓ ઉન્મત્ત, હજી તારી હઠ છોડતો નથી.

વેરનું વિષ મારા અંગમાં વધારેને વધારે ત્વરાથી ફરી વળેછે. હવે ઘણું થયું. માટે જોઈલે આ દેશહિતકારનું પરિણામ. (ખંજર કાહાડી કનકસેન ઉપર ઉગામેછે તેવામાં સત્યદેવ અદ્રશ્ય આવી પ્રેમરાયને અટકાવેછે.)

(મુશ્કેલ કરો આશાન કીશ્તી મેરી.)—એ રાહ.

**સત્યદેવ**—શિતળ કરો આપન્ન અંતર આજ;
હત્યા કરોનાં, પ્રાણની આ રાજ?
કરો શિતળ હવે ક્રોધ,
મલેઓછે એને બહુ બોધ,
મારશે નાં એને આ જોધ,
કહે ગેબી આવાજઃ—શીતળ કરો.

(સત્યદેવ ખંજર લઇ જતો રહેછે.)

**પ્રેમરાય**—જા હે દુષ્ટ? અહીં તારૂં કામ નથી. તારો અંત પાસે આવ્યો હતો, પણ છટકયોછે. (કનકસેન જવા માંડેછે તેને પાછો બોલાવેછે) કનકસેન? હજી તમે ભાગ્યશાળીછો, દેવતાઓ હજી તમારા ઉપર પ્રસન્નછે, માટે મારી ઊપર કૃપા કરી, તમારી પુત્રિનું હિત ઇચ્છી, અને તમારો પોતાનો પ્રાણ સંભાળી, મારૂં કહ્યું કરો. આજે વાંચેલા કોલકરાર રદ કરાવો, લગ્નગાંઠ તોડી નાંખો, મને રાજ જોઇતું નથી, રાજની ધુળધાણી કરો, લોકોને લાંચ આપો, રાજ ભંડાર લુટાવીદો, તમને ભાવેતો રાજનાં ધણી તમે થાઓ, કાંઈ પણ કરો, અને સુંદરી—રે મારી પ્રિયા, સુંદરીને મને આપો? તે મારા વિયોગે કેવી ટવળતી હશે. કનકસેન? આ મારી ઇચ્છા પુર્ણ કરશો તો તમારો સદાનો દાસ થઈ રહીશ.

**કનકસેન**–(સ્વગત) મને કાંઇ સુજતું નથી, હવે હું શું કરૂં? વિર્ય-હિણ થઇ એને શરણ થાઉં. નહિ, નહિ. શરણ થાઉં પછી દેશાનું હિત ક્યાં રહ્યું? માટે યુક્તિ કરી મહારાજને સમજાવવા જોઇએ. હાલ તરત નરમાશથી વર્ત્તવું ભાગ થઇ પડયુંછે. (પ્રગટ) હે રાજપિતા, તમારો આ કકળાટ મારૂં મન ખિન્ન કરેછે. હું અતિ ખેદ પામુંછું. એકવાર મેં તોડેલું પાછું સાંધી શકતો નથી. તમ મહારાજની આજ્ઞા અતિ ઉગ્ર અને બિકટછે. તમારી ઇચ્છા પુર્ણ કરવાનું મારામાં સામર્થ્ય રહ્યું નથી. હવે તમારો સઘળો શ્રમ વ્યર્થછે.

**પ્રેમરાય**—કનકસેન, હજી પણ મારૂં સાંભળો?

**કનકસેન**–મહારાજ, આ સઘળું માત્ર અસંભવિત વાતોનું વ્યર્થ કથનછે, મને ક્ષમા કરો.

**પ્રેમરાય**—(ચીરડાઇ) આ કથન સઘળું વ્યર્થ? કનકસેન, તમને ઘેલછા આવીછે, એમાં કશોએ સંદેહ નથી. તમે મારી આજ્ઞાનું ઉલંગન કરોછો, તેનો તમને કશોએ વિચાર નથી. તમે તમારે હાથે તમારો નાશ કરોછો. તમને અવદશાએ ઘેરી લીધાછે. આજથી મેં તમને તજી જન્મની ગાંઠ મારીછેકે તમારૂં મોંહો ન જોવું. (દાસને) આ અવિશ્વાસુ ઘાતકીને મારા મહાલયમાંથી હાંકી કાહાડ?

(કનકસેન પોતે જતો રહેછે.)

**દાસ**—તેઓ પોતે ચાલી ગયાછે મહારાજ.

**પ્રેમરાય**—અંતે એણે મારી આજ્ઞા નહિ માની. હું એને મારા પિતા કરતાં વધારે માનતો હતો; પણ એણે મનમાં કપટ રાખી વિશ્વાસ ઘાત કર્યો, તો તેનું ફળ એ સત્વર ચાખશે. પુત્ર ભાવનો લેશ પણ હવે મારામાં રહ્યો નથી. વૈરભાવે મારા

અંતરમાં વાસ કર્યોછે, તો વૈર લીધા વિના હું શાન્ત થનાર નથી. (દાસને) જારે, જલદી જઇ જયમલને તેડી લાવ. (સુંદરી ઉપર કાગળ લખેછે) આ કાગળનો ઉત્તર આવ્યા પછી સર્વ ગોઠવણ કરવાનું મારા હાથમાંછે. (શ્રીદેવી આવેછે) વળી આ પાપ કેમ પતશે?

**શ્રીદેવી**—કેમ પ્રિય પતિ, શા વિચારમાંછો?

**પ્રેમરાય**—વિચારતો કશોએ નથી, પણ આજ પ્રકૃતિ ઠીક નથી.

**શ્રીદેવી**—આ પત્રવ્યવ્હાર શેનો ચાલ્યોછે.

**પ્રેમરાય**—રાજની ખટપટ વિષે.

**શ્રીદેવી**—હું તે વાંચીશ.

**પ્રેમરાય**—નાં, તમને વાંચવા લાયક નથી.

**શ્રીદેવી**—(જરા આકળી થઇ) શા માટે નહીં? મને સર્વ હકછે.

**પ્રેમરાય**—પ્રિય હમણા અહીંથી પધારો.

**શ્રીદેવી**—ના મારે આ પત્રવાંચવો જોઇએ.

**પ્રેમરાય**—શ્રીદેવી, મારૂં ચિત્ત હમણા ઠેકાણે નથી. તું જા, મને અહીં એકલોજ રહેવાદે.

**શ્રીદેવી**—પ્રારંભમાંજ આવા ઢંગ કરોછો, પછી આગળ જુગશો કેમ?

**પ્રેમરાય**—ઢંગ ઢોંગ હું કશુંએ સમજતો નથી. તું સત્વર અંહીંથી જા (સ્વગત) ચોરીમાંજ ચચરાવેલું ઠીક પડશે.

**શ્રીદેવી**—આમ બુમ બરાડા પાડી મને બિહીવડાવોછો શું?

**પ્રેમરાય**—ત્યારે બીજાનાં ખાનગી કામમાં તને શિર ઘાલવાની શી જરૂર?

**શ્રીદેવી**—બીજા એટલે શું, તમે કોઇ પારકા છોકે?

**પ્રેમરાય**—તને અને મને શો સંબંધ?

**શ્રીદેવી**—કેમ પ્રેમરાય? સીધે રસ્તે ઉતરવુંછે કે નહીં.

**પ્રેમરાય**—તું મને કોણ આજ્ઞા કરનારી?

**શ્રીદેવી**—આજ્ઞા કરનારી સાત વાર. મારીજ આજ્ઞામાં તમને રેહેવું પડશે. નહીંકર એક ઘડીમાં ઘાટ ઘડીશ. રાજ મારૂં છે તમારૂં નથી.

**પ્રેમરાય**—હે ગંવાર સ્ત્રી, તું વધારે બોલી મને વધારે રીશ ચઢાવેછે.

**શ્રીદેવી**—કાંઇ ચિંતા નહીં, તમારી વધારે ચહડેલી રીશ વધારે ત્વરાથી ઉતરશે.

**પ્રેમરાય**—શ્રીદેવી તું અહીંથી જાયછે કે નહી?

(પ્રેમરાય આંગ ઉપર ધસેછે.)

**શ્રીદેવી**—પ્રેમરાય સાવધ? તમે કો'ની ઉપર હાથ ઉંચકોછો તેનો પેહેલાં વિચાર કરજો.

**પ્રેમરાય**—વિચાર શું કરાવેછે. આ ઘડી તારો પ્રાણ લઉં એવી રીશ ચઢીછે.

**શ્રીદેવી**—પ્રાણ લેવાને બહુ વારછે.

**પ્રેમરાય**—(સ્વગત) પાપીણી, આજ તારૂં મો'ત ભમેછે. (પ્રગટ) અહિ કોઇ હાજરછે. (દાસ આવેછે.)

**દાસ**—આજ્ઞા મહારાજ.

**પ્રેમરાય**—એને અહીંથી હાંકી કાહાડ.

**શ્રીદેવી**—(દાસને) દુર રહે, ઓ નિચ કૂત્રા? આંગને અડીશ નહીં લૂણ હરામ, તને લાજ નથી આવતી? તું કોને હાંકી કાહાડવા આવ્યોછે? (મેજ ઊપર આંકાણી પડી હતી તે લઇ દાસને છુટી મારેછે.)

**દાસ**—(પગમાં વાગ્યાથી) અરરર!

**પ્રેમરાય**—શ્રીદેવી આ તે શું કર્યું?

**શ્રીદેવી**—શું કર્યું? અપરાધીને શિક્ષા કરી. બીજું કાંઇ કર્યું નથી.

**પ્રેમરાય**—તારા એવા આકળા સ્વભાવે કરી તું સજ્જડ કોઇ દિવસ ઠોકર ખાઇશ.

**શ્રીદેવી**—અને તેજ આકળો સ્વભાવ તમારો ઘાટ ઘડશે.

(શ્રીદેવી જાયછે જયમલ આવેછે.)

**પ્રેમરાય**—પ્રિય જયમલ?

**જયમલ**—આજ્ઞા મહારાજ!

**પ્રેમરાય**—(કાગળ આપેછે) આ કામ તારૂંછે. તજવીજથી આ કાગળ સુંદરીને પોહોંચાડ.

**જયમલ**—ઠીકછે મહારાજ! (જયમલ કાગળ લઇ જાયછે.)

**પ્રેમરાય**—પ્રેમ! પ્રેમ! પ્રેમ! પ્રેમ આ જીવને જેમ સુખ આપેછે, તેમજ દુ:ખ પણ આપેછે. પ્રેમ જેવી મિઠી વસ્તુ આ જગતમાં બીજી શીછે? ઇશ્વરી કોટી પ્રસાદોમાં સર્વોતમ એક પ્રેમછે. પ્રેમ અવિનાશીછે. તેનો પવિત્ર અગ્નિ સર્વ કાળ પ્રકાશિત રહેછે. પ્રેમ વિષે જે કાંઇ મેં વાંચ્યુંછે, જોયુંછે, અને સાંભળ્યુંછે, તેઉપરથી નિસ્સંશય એટલું તો સિદ્ધ થાયછે, કે આ પૃથ્વિ ઉપર પ્રેમવાટ સુગમ નથી. પ્રેમાર્થે પુર્વ કાળમાં અજીત યોદ્ધાઓ વટીક માર્યા ગયાછે, તો મારા જેવા લઘુ બાળકનાં શા ભાર? વસંત રૂતુમાં જેમ મેઘધનુંષ્ય પોતાની મેળે એક સુવાળાં કપોતનો રંગ પકડેછે, તેમજ યુવાવસ્થામાં એક તરૂણ પુરૂષનો આભાસ, પ્રેમભાસ ભણી પોતાની મેળે સેહેલાઇથી દોડેછે. મારી પ્રિયા સુંદરી જોડે જ્યારે પ્રેમના રણમાં આનંદમય થઇ વિલ્લાસ કરવાનો વેળ આવ્યો, ત્યારે કનકસેન? ઓ ગૌમુખીવાઘ? તું અચળ પાહાણ પેઠે વચમાં પડી, પ્રેમની કોમળ દોરી એક તડાકામાં તોડી નાંખી, કે જે સાંધવા સ્વર્ગનાં સેંકડો દેવતાઓ કાં ન આવે પણ પાછી એકત્ર થનાર નથી.

# અંક ૩ જો.



## પ્રવેશ ૧ લો.

### કનકસેનનો મેહેલ.

(સુંદરી એક ઓરડામાં વિલાપ કરતી સુતીછે.)

સુંદરી—પ્રેમરાય? મારા હૈયાનાં હાર, તમે ક્યાંછો? (ઉઠી બેસેછે) તમારા વના હું ઝુરી મરૂંછું. તમારા વિના આ વિશાળ સુશોભિત મંદિર સઘળું ઘોર વન જેવું દીસેછે. વસ્ત્રાલંકારનો ઝળકાટ સઘળો મંદ થઇ ગયોછે. ઓ? વિરહવેદનાનાં બાણ મારૂં હૃદય ભેદી નાંખેછે. હવે મારામાં શક્તિ રહી નથી. (પથારી ઉપર પાછી પડેછે) કોઇ જઇ વ્હાલા પ્રેમરાયને અહીં તેડી આણો.

(કનકસેન પ્રવેશ કરેછે.)

કનકસેન—ઓ પ્રિય પુત્રિ? હજી તું પ્રેમરાયનું ધ્યાન છોડતી નથી. ઠાલો શોક કાં કરેછે. મારી ડાહિ પુત્રિ, લૂણહરામ પ્રેમરાયને હવે વિસારીદે અને પુત્રિએ પિતાને ઠગવાનો પ્રવાદ ખોટો પાડવાની કોશેસ કર.

સુંદરી—અરેરે પિતા? કઠોર પિતા? તમે તમારે હાથે તમારી અપ્રતિષ્ઠા કરી લીધીછે. એવા અપશબ્દો ઉચરી પ્રેમરાયનાં પવિત્ર નામને ઝાંખ લગાડવી બંધ કરો. હું તમારા નામને લાયક નથી. અરે? આ નીચ કર્મનાં મહા પાપમાંથી આપ કેમ મુક્ત થશો?

**કનકસેન**—અપરાધ તો પેહેલાં તારોછે, કે મારી આજ્ઞા વિનાં તેં પ્રેમરાય જોડે પ્રિત બાંધી પ્રેમવશ થઇ. પણ રેહે નિર્દોષ પુત્રિ, હું તારો દોષ ભુલી જાઉંછું અને તું પણ મારો ભુલીજા. તને તારા પવિત્ર પ્રેમમાં મેં કીધેલી ખલલથી ઉપજતા ત્રાસનો એક ઠીક ઉપાય દેખાડીશ.

**સુંદરી**—મારા કૃપાળુ પિતા, જે દિવસથી પ્રેમરાયના પવિત્ર પ્રેમે મારૂં મન રોકયું, તે દિવસથી તમારો ભય રાખી, મારો પ્રતિપ્રેમ મેં ગુપ્ત રાખ્યો હતો. પણ અરે? જેમ એક કિડો સુગંધી પુષ્પની કાચ્ચી કળીના ભિતરમાં ભરાઇ બેસો માંહિલા ઘાભનો ભક્ષ કરેછે, તેમ પ્રેમનો કિડો મારાં અંતરમાં વાસો કરી એવી જડ ઘાલી બેઠો, કે દિવસ જવે પ્રેમાકૃષાણ અધિક થવા માંડયું, અને તમારો અંકુશ વિસારી દઇ હું પ્રેમવશ થઇ. મેં તમારી રજા વિના એ કામ કર્યું, માટે હું ક્ષમા માગુંછું. મારો અપરાધ સ્વીકારૂંછું.　　　　(રડેછે.)

**કનકસેન**—મારી સમજુ સુંદરી, તને ક્ષમા કરી ઉઠ.

**સુંદરી**—કહો પિતાજી, હવે શું કરૂં. વિરહવેદના મારૂં મન ભંગ કરેછે. પ્રેમરાય મારે હાથ પાછા કેમ આવશે? તે રાયને પાછા કેમ સમજાવશો?

**કનકસેન**—સુંદરી? પ્રેમરાયનો પ્રેમ હવે ખોટોછે. તેને હવે તારી ગરજ રહી નથી. તે હવે બીજીને પરણી ચુકોછે. કેમકે પુરૂષ ભમતો ભ્રમરછે. તે આજ અહીં તો કાલ બીજે જઇ બેસેછે. આજ એક સુગંધી પુષ્પનો મિઠો શ્વાસ લીધો, તો કાલ બીજાં પુષ્પો ભણી દોડેછે. માટે તે પ્રત્યે તારો શોક ફોકટછે. તારે માટે મેં એક યોગ્ય વર શોધી કાહાડયોછે તે જોડે તું લગ્ન કર.

સુંદરી—હે ઇષ્ટદેવ? વળી આ શી પીડા?

કનકસેન–સાવધ પુત્રિ? તારો નવો પતિ ઉંચા કુળનો, મોટી પદ્વિવાળો, અને પૈસે પુરછે. આપણો શૂરો સૈન્યાધિપતિ સુરપાળ તને વરવાને રાજીછે. તેની સાથ તને આજ પરણાવવાનું મેં તેને વચન આપ્યુંછે.

સુંદરી—(પગેપડેછે) કનકસેન, મારા કૃપાળુ પિતા? તમે કહ્યું તેમ કદી થનાર નથી. હું મારૂં તન અને મન માત્ર એકનેજ આપી ચુકીછું. જેને હું મારા ખરાં અંતઃકરણથી ચાહુંછું એટલુંજ નહિ, પણ તે ગમે એવો નિર્દય, કઠિણ અને ક્રુર હોય તોપણ તેને હું ભુલીશ નહિ. મને તો તેજ માન્યછે.

કનકસેન—ઉઠ, મને તારા ઉપર ઘણી દયા આવેછે. આજ કેમે કરી તારે શૂરા સુરપાળને વરવું પડશે. ખચીત તે મહા આબરૂવાલો અને પૈસે પુરછે.

સુંદરી—પિતાજી, પૈસાને શું કરૂં. મને તો એક સાચો સ્વામિ જોઇએ છે. મને પ્રેમરાયજ સાચો લાગેછે. તેઓ મારા સ્વામી થવાને સર્વ પ્રકારે યોગ્યછે. તેઓ મારા શિરના મુકુટછે. સુરપાળ કરતાં પણ અધિકછે.

કનકસેન–સુરપાળ જેવો પતિ તને શું ખોટોછે? તે પણ તને સર્વદા સુખનાં સાગરમાં કલોલ કરાવશે એવોછે.

(દીવાળી પ્રવેશ કરેછે.)

દીવાળી–(કનકસેનને) સુરપાળ તમને મળવા ઇચ્છેછે.

કનકસેન–તેમને અહીં તેડી આણો.

સુંદરી—થોભ, થોભ, દીવાળી? પિતાજી તેને અહીં તેડો નહિ (સ્વગત) અહો આકાશી દેવતાઓ? મારી વારે ધાઓ, મને

આ સંકટમાંથી ઉગારો, આ દેખાવથી હું કમકમુંછું.
(સુરપાળને દીવાળી સાથ આવતો દેખી સુંદરી
હાથ વડે મોંહોડું ઢાંકેછે.)

**કનકસેન**–પુત્રિ, આમ ઉદ્ધત થઇ તું મારી ફજેતી કરેછે?

**સુરપાળ**–પ્રણામ કરૂંછું પિતાજી.

**કનકસેન**–ભલે આવ્યા.

**સુરપાળ**–મહારાજ પ્રેમરાય કને તમે ગયા તો હશોજ.

**કનકસેન**–હા ગયો હતો.

**સુરપાળ**–કાંઇ નવા સમાચાર.

**કનકસેન**–સમાચારની વાત હમણા કરશો નહિ. જે આગળ આવ્યુંછે તેનો વિચાર કરો.

**સુરપાળ**–તે તો થશેજ.

**કનકસેન**–(સુરપાળને કાનમાં) સુંદરી સમજે એમ લાગતું નથી.

**સુરપાળ**–(ધિરે સાદે) તમારી આજ્ઞા હોયતો હું સમજાવીશ.

**કનકસેન**–ઠીકછે.

(કનકસેન એક બાજુએ થાયછે.)

**સુરપાળ**—પ્રિય સુંદરી? મારા પ્રાણ? તારી ભાગ્યદેવી આજ તારા ઉપર બહુ પ્રસન્ન થઇછે. આજથી તું મારી પ્રિયા–

**સુંદરી**—(ધિરે સાદે) ભાઇ, હું તો એક અભાગણી સ્ત્રીછું. મારૂં મન મારા હાથમાં નથી. તમે મારા ભાઇછો, તમારી મોટી પદ્વિને હું લાયક નથી. (ચીસ પાડી) પિતા હું મરૂંછું? દીવાળી હું જાઉછું? (મુર્છિત થઇ નીચે પડેછે, તેને ઉંચકી માચીએ બેસાડી તેવીજ અવસ્થામાં સુરપાળ સાથ લગ્ન લગાડેછે.)

કનકસેન—અચળ ગાંઠ લગ્નનો બાંધુંછું હું,
રક્ષક થા સુંદરીનો સુરપાળ તું.
દેવને પ્રણામ કરી માંગો મનની આશ,
સકળ શત્રુ આપણા કરે નર્કવાસ.
રટણ રટો મહેશનું કરી એક ચીત,
મે કર્યું તેમ કરજો પ્રજાનું હિત.
હેત અને હિતનાં લેજો ઉપદેશ,
રહી એકત્ર થઇ તજો સર્વ દ્વેશ.
જીવંત આ જોડું રહે સર્વ કાળ,
વીખુટાં ન પાડે એ દીનદયાળ.
કામના આ મારી થઇછે તમામ,
જીવાડે તું પરમેશ સુખી સર્વ ધામ.

(સુરપાળ ઉઠી કનકસેનને ભેટેછે. સુંદરી જરા સાવધ થાયછે પણ આંખ્યો બંધ કરી પડી રહેછે.)

સુરપાળ—પિતાજી, હજી સુંદરીની મુર્છા ગઇ નથી. કહો તે ઉપાય કરીએ.

કનકસેન—તમે સત્વર જાઓ, અને મારા વાયુમય દિવાનખાનાંમાં પ્રેમરાય સુતો હતો તે પલંગ ઉપર સુગંધમય પુષ્પો બિછાવી, તે ઉપર એને સ્વસ્થ પોઢવાડો.

સુરપાળ—વારૂ પિતાજી.

(સુરપાળ જાયછે.)

કનકસેન—(સુંદરીનો હાથ પકડી) સુંદરી? સુંદરી? મારા વ્હાલ જાગ, સાવધથા.

દીવાળી—આપ જરા આમ ખશોતો હું એને જગાડીશ.

**કનકસેન**–હમણા એ મુર્છિત થઇ ઉઠીછે, માટે ઊંગ વના બીજું એને કાંઇ ભાવતું ન હશે. લગરીક પોઢી ઉઠેતો ઠીક.

**દિવાળી**–પ્રિય સખી, આવો ઘાડો શોક કરવે શું વળવાનુંછે. સર્વ થઇ ચુક્યુંછે.

**કનકસેન**–એમજ દિવાળી એમજ. તું એને ઠીક સમજાવીશ.

(જાયછે, સુંદરી સાવધ થાયછે.)

**સુંદરી**—હે પ્રભુ! મારૂં મો'ત કાં નથી આવતું. આ નર્કકૂંડનાં દુર્ગંધમાંથી હું કયારે છુટીશ. આ મારી શી દુર્દશા!

**દિવાળી**–બેહેન, મોંહોડે માંગ્યું મો'ત કદાપી આવતું નથી. જે પ્રભુએ નિર્માણ કર્યુંછે તેજ થવાનું.

**સુંદરી**—દુઃખની મારી એમ ન બોલું તો શું કરૂં?

**દિવાળી**–સુખ પ્રત્યે દુઃખ પેહેલાં હોયછે.

**સુંદરી**—પતિનાં સુખ આગળ બીજું કોઇ સુખ વધારે નથી.

**દિવાળી**–ખરૂં કહ્યું. પ્રારબ્ધ આગળ કોઇનું ચાલે નહિ. તારા પ્રારબ્ધમાં પ્રેમરાયનું સુખ નહિ હશે તો તું શું કરીશ. કાંઇ લખાયા લેખ મિથ્યા થવાનાછે?

**સુંદરી**—શું ત્યારે મારે માટે સુરપાળજ જન્મયોછે?

**દિવાળી**–એતો ઇશ્વરની મરજી.

**સુંદરી**– પણ પ્રેમરાયને કેમ વીસારૂં?

**દિવાળી**–ધર્મ સાચવી પતિવૃતને વળગવું હોયતો પ્રેમરાય કાંઇ વધારે આવ્યો નથી. પિતાનું કરેલું પુત્રિએ માન્ય રાખવું જોઇએ.

**સુંદરી**—ખરેજ, મારે હવે પ્રેમરાયને અલગો કરવો પડશે. પિતાજીએ ખચીત બળાત્કાર કર્યોછે. પણ પુર્વજોનું નામ, તેઓની પ્રતિષ્ઠા, અને મારો સ્ત્રીધર્મ જાળવવા, મારે સર્વ સહન કરવું ભાગ થઇ પડયુંછે.

(કનકસેન પ્રવેશ કરેછે.)

કનકસેન—બ્હેન દિવાળી, ચાલો આપણે જઈશું બીજા ઓરડામાં.

(સુંદરીને બીજા ઓરડામાં સુવાડવા લઈ જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.

### કનકસેનનો માહાયલ.

(સુંદરી પલંગ ઉપર સુતીછે દિવાળી પાસે ઉભીછે.)

સુંદરી—મારી વિશ્વાસુ સખી, એવી સંકટની વેળા તું ન હોતતો મારી શી વલે થાત? ધર્મનો માર્ગ સાચવવા મારે પ્રેમરાયનું ધ્યાન અંતે છોડવું પડયુંછે. હું જાણુંછું કે હવે હું સુરપાળની પતિન થઇછું.

દિવાળી—બ્હેન, તમારે માટે પ્રેમરાયે આ કાગળ મોકલ્યોછે.

(સુંદરી કાગલ લેવા ના પાડેછે.)

સુંદરી—એકવાર સુરપાળ સાથ લગ્નમાં બંધાઇ ચુકયા પછી, પારકા પુરૂષનો બંધ કાગળ હું લઉં એ અણઘટતું છે. તું આ કાગળ અહીં કેમ લાવી?

દિવાળી—હું શું કરૂં. જ્યારે ભાઇ જયમલ આંખોમાં આંસુ લાવી કરગરીને બોલ્યો, ત્યારે આ કાગળ લીધા વના મારેથી રહેવાયું નહિ. બ્હેન તમે વાંચોતો ખરાં. એનો મર્મ શો છે તે તો જાણો, કદાચ કાંઇ લાભજ થવાનો હશે.

**સુંદરી**—નહિ નહિ. સુરપાળની સ્ત્રીને શોભે નહિ, કે પ્રેમરાયનો કાગળ વાંચે.

**દિવાળી**–પણ જયમલે મને આ કાગળ આપતી વેળા એટલુંજ માત્ર કહ્યું હતું કે "મહારાજ જોડે કોઇએ ઠગાઇ કરીછે, માટે તુરત આ કાગળ સુંદરીને પોહોંચવો જોઇએ."

(પ્રેમનો જુસ્સો એકાએક મનમાં ઉભરી આવ્યાથી પલંગ ઉપરથી નીચે ઉતરેછે.)

**સુંદરી**—કોઇએ ઠગાઇ કરી? લાવ લાવ જોઉં તે કાગળ? (કાગળ ઉખેલી પ્રેમરાયનાં અક્ષર દેખી) હાય! પ્રેમ! પ્રેમ! તું ખરેજ અવિનાશીછે. બ્હેન, મારી ઉપર કૃપા કરી તુંજ આ કાગળ મને વાંચી સંભળાવ. મારાથી ઉભું રેહેવાતું નથી.

**દિવાળી**–બ્હેન તમે આ માચીએ સ્વસ્થ બેસો, હું તમને કાગળ વાંચી સંભળાવીશ.

(દિવાળી કાગળ ઉકલાવેછે.)

**સુંદરી**—(સ્વગત) ધર્મ સાચવતાં પ્રેમરાયનો પ્રેમ છુટેછે. પ્રેમના ધુંદી ઉભરા મારા હૃદયનાં કોમળ કિલ્લા ઉપર અસંખ્યાત હલ્લા કરેછે, પણ અધર્મને તોડનાર ધર્મરૂપી લડવૈયો તેવા હલ્લાને પાછા ફેરવેછે. તે ત્રિભુવનપતિ પરમેશ્વરની લીલા કેવી વિચિત્રછે? પલવારમાં તૃણાનો મેરૂ અને મેરૂનું તૃણ કરેછે. મૂર્ખનો પંડિત અને પંડિતનો મૂર્ખ બનાવેછે. રતિપતિ જેવા રૂપાળા પુરૂષ ઉપર રૂઠેછે, તો તેને કદરૂપો કરેછે. અને કદરૂપા ઉપર પ્રસન્ન થયો તો તેને કામદેવના જેવો તેજસ્વી કરેછે.

દિવાળી-(પ્રેમરાયનો કાગળ સુંદરીને વાંચી સંભળાવેછે.) "મારી પરમ પ્રિય સુંદરી! મારાં પ્રાણનાં પ્રાણ! મારા આધાર! મારા વિરહે કરીને તું ઘણું દુઃખ પામતી હઇશ, એમ મનમાં જાણીને મને ઘણી પીડા થાયછે. આપણ વચ્ચે ફુટ પડવાનું કારણ તારો નિર્દય પિતાછે. તે ફિતુરીછે. તેણે મોટો વિશ્વાસઘાત કરી કપટ રચ્યુંછે. તને મુજથી આઘી કરનાર તેજ છે. મારી પ્રમદા! તારા ખોલામાં માંથું મુકી તારા કોમળ કર હવે કોણ ચુંબશે? તું એક—"

સુંદરી—(પ્રેમનાં ઉભરાથી) ઓ! આ કાગળ અગ્નિમાં કાષ્ટ ઉમેરેછે.

દિવાળી-(બાકીનો કાગળ વાંચેછે) "તું એકવાર મને આવી મળીશ તો મને તું સદાનો સુખી કરીશ. રાજકાજ સર્વ એક ખુણે પડયુંછે. તું વિનાં અન્નપાણી વિષ કરતાં પણ વધારે કડવું લાગેછે. પ્રેમાગ્નિ મારી દેહ બાળી બાળીને દુબળી કરેછે. સુંદરી! કોઇપણ દિવસ તું પ્રેમરાયને—"

(પ્રેમરાયને આવતો દેખી.)

સુંદરી—ઓ! તે પોતેજ અહીં આવેછે. હે જગતપિતા? હું એમની સન્મુખ કેમ ઉભી રહું. પણ રહે, હું એમને એકવાર ભેટી લઇ સર્વે વાત સાંભળી લઇશ. દિવાળી તું જરા દુર થા.

(દિવાળી ચાલી જાયછે.)

પ્રેમરાય-(ગુટણે પડી) મારી સુંદરી! મારા પ્રાણ! મારા મધુર પ્રેમ! મારા—

સુંદરી—મહારાજ! તમે મારા રાજપિતાછો.

પ્રેમરાય-(સુંદરીનો હાથ પકડી) હું તારો રાજપિતા નથી. હું તો તારો પ્રિય પ્રેમરાય છું. (હાથને ચુંબન કરી રડેછે.)

સુંદરી—મહારાજ! મારો હાથ છોડો, એ હાથ હવે ફરી તમારો થશે નહિ.

પ્રેમરાય—આ કોમળ કર મને આપતાં તને કોણ અટકાવશે? દેખાડ, કયો વિર મને ના પાડી શકશે? આ કર મારો છે એમ કહે નહિ ત્યાં સુધી તારા પગ આગળથી ઉઠનાર નથી.

સુંદરી—હું લાચારછું પ્રિય પ્રેમરા—(અચકેછે) અરે મહારાજ, મારા વૃદ્ધ પિતાના હુકમથી મેં આપનાં સૈન્યાધિપતિ સુરપાળને મારા પતિ માની લીધાછે. મેં તેઓ જોડે લગ્ન કર્યાંછે.

પ્રેમરાય—(ચમકી) હેં? સુંદરીનો બીજો પતિ? કોણ? સુરપાળ? અરેરે દુર્ભાગ્ય! આ અગમ વિઘ્નો અકેક સાથ વિટળાઈ મારી છાતી ઉપર આવતાં કયારે અટકશે. પ્રિયા આ શો કોપ?

સુંદરી—મહારાજ, મારો કશો અપરાધ નથી. હું સુરપાળને મારા પિતાની આજ્ઞાથી વરીછું. તેઓની આજ્ઞા મારે માનવી પડીછે. તેમની આજ્ઞામાં રેહેવું એ મારો ધર્મછે. મને છોડો કોઇ આવી પડશે.

(સુંદરીનો હાથ ઝાલી પ્રેમરાય ઉભોછે તેવામાં
સુરપાળ આવેછે.)

સુરપાળ—આ શો સોંગ? આ કેવું કર્મ? પાપીણી? (સુંદરીને હીંચકેછે.) હું સમક્ષ આવી ઉભોછું તોપણ આ દુષ્ટને તું બાઝી રહીછે? કેવું પાપી કર્મ? કેવો મોટો છળ? વેરનું વિષ મારા અંગમાં પ્રજ્વલિત થઇ મને રાજદ્રોહી થવા ઉસ્કેરેછે. હે નિર્લજ્જ પ્રજાપતિ? તેં તારો ધર્મ ડુબાવ્યોછે. તારી પ્રતિજ્ઞા અને નીતિનો ભંગ કર્યોછે. ધૂળ પડજો તારા કુળ ઉપર. તારા પુર્વજોનાં નામને તેં આજ નીચું પાડયુંછે. તું અમે એક

સ્વતંત્ર હઇશ, પણ તારાં આ અધમ પાપ માટે તને યોગ્ય શિક્ષા કરાવીશ.

**પ્રેમરાય**—બસ, બંધ કર તારી જીભ? તારી આ પોકળ ધમકીની હું તલભાર પણ દરકાર કરતો નથી. તેં અને પેલા બંડખોરે એકમત થઇ, મને ખાડામાં ઉતારી, મારો નાશ કર્યોછે. અને આ નિર્દોષ નારીને ફસાવીછે. તું મને શિક્ષા કરનારછે, તો તે પેહેલાં હું તને કરૂંછું. (તલવાર ઉગામી તેને મારવા જાયછે કનકસેન આવી અટકાવેછે.)

**કનકસેન**—મહારાજ રેહો. આકળા થઇ પ્રાણહત્યા કરો નહિ.

**પ્રેમરાય**—(ધભરાટ વધી જશે માટે દુર રેહેવું ઠીક પડશે એવું વિચારી જતાં જતાં) દુષ્ટ! તું કદાપી પાતાળમાં જઇ પેસશે, કિંવા પક્ષી થઇ આકાશે ઉડશે પણ તને ઠાર કર્યા વિના છોડનાર નથી.

---

## પ્રવેશ ૩ જો.

### રાજમહાલય, પ્રેમરાયનું દિવાનખાનું.

(પ્રેમરાય અને જયમલ પ્રવેશ કરેછે.)

**પ્રેમરાય**—જયમળ, આજ હું સુંદરી કને ગયો હતો, ત્યાં પેલા નીચ સુરપાળે મારૂં અપમાન કર્યુંછે.

**જયમલ**—તેણે તો સુંદરી સાથ લગ્ન કર્યાંછે.

**પ્રેમરાય**—હા, તે હું જાણુંછું.

**જયમલ**—પણ તે તો ધર્મશાસ્ત્રથી વિરૂદ્ધ થયાંછે.

**પ્રેમરાય**–(ઉસ્કેરાઇ) કેમ વારૂ?

**જયમલ**—સુંદરીની મુર્છાવસ્થામાં તેણીનાં બાપે બળાત્કારે સુરપાળ સાથ તેણીનાં લગ્ન લગાડયાંછે. માટે તે લગ્ન વૈવાહિક શાસ્ત્રથી આડાંછે.

**પ્રેમરાય**–સુંદરી! તું કેટલું ખમીશ? મારી પુરીમાં હું ઘણીબી સ્ત્રીઓ જાણુંછું, પણ હું તેઓ ઉપર મોહિત થતો નથી. તેઓ માટે કોઇ પણ પ્રકારે હું આતુર અને અધીરો થયો નથી, અને થવાને ઇચ્છ્યુંએ નથી. પણ સુંદરી માટે તો હું મારૂં રાજપાટ, ખાનપાન, ઘરબાર અને મિત્રાદી સર્વ વિસરી ગયોછું. દરેક ક્ષણે તે પ્રમદા મારી દ્રષ્ટિ સામેં આવી ઉભેલી દેખાયછે. આહા! તેનું મનોહર સૌંદર્ય, તેનાં મિઠાં વચન, તેનાં કોમળ કર, તેની ગજ સમાન ચાલ, તેની આકર્ષક મૃગાક્ષ હું કદી પણ વિસરનાર નથી. અફસોસ! જે પ્રમદાનું હમણા મેં સ્મરણ કર્યું, તેને એક લુંગહરામ ચંડાલ નીચ યુક્તિથી અટોપી બેઠોછે, એવું જ્યારે વિચારૂંછું, ત્યારે હું શાંન્તિ ગ્રહણ કરી શકતો નથી. ચિંતા નહિ, જયમલ, તમે સત્વર થોડા સિપાઇઓ લઇ, જાઓ કનકસેનનાં મંદિર ભાણી, અને સુરપાળને બેડી ઠોકી બંદીખાને નાંખો.

**જયમલ**—ઠીક કહ્યું મહારાજ! નીચને નીચો પાડવોજ જોઇએ.

(જયમલ જાયછે શ્રીદેવી પ્રવેશ કરેછે.)

**પ્રેમરાય**—વળી કાંઇ નવું જુનું થશે ખરૂં.

**શ્રીદેવી**—પ્રિય! આજ એટલા અકળાઓછો કેમ. આંખ્યો રાતી સાથી થઇછે.

**પ્રેમરાય**—કાંઇ નથી.

**શ્રીદેવી**—કાંઈ નથી શું. જે હોય તે સત્વર કહો, કે ઉપાય કરીએ.

પ્રેમરાય—બસ, આ સ્ત્રીથી હું કંટાળી ગયોછું.

શ્રીદેવી—એટલે?

પ્રેમરાય—એટલે તને વિનવીને કહુંછું કે તું અહીંથી જા.

શ્રીદેવી—જયારેને ત્યારે દુર જવા કહોછો, ત્યારે રાજનાં ભાગીદાર શા માટે થયા?

પ્રેમરાય—(કંટાળી જઈ) કપાળ કૂટવા.

શ્રીદેવી—કો'નું?

પ્રેમરાય—તારૂં.

શ્રીદેવી—ઠીક ઠીક, બહુ ડાપણ વાપર્યું. એક નાના બાળક જેટલીએ બુદ્ધિ નથી.

પ્રેમરાય—નથી તો તેનું તને શું?

શ્રીદેવી—નથી તો લ્યો થોડી હું આપું.

પ્રેમરાય—તારી અક્કલ મને જોઈતી નથી.

શ્રીદેવી—જોઈતી નથી તોપણ લેવી પડશે. અને અક્કલ સાથ આજ્ઞા પણ લેવી પડશે.

પ્રેમરાય—(આંખ્યો ઘુરકી) આજ્ઞા? તું કોણ? તારી આજ્ઞા હું માનું? તારી આ ચાલ તને ખરેજ પશ્ચાતાપ કરાવશે. (મેજ ઉપરથી એકાદું હથીઆર ઉંચકી) શું કરૂં સ્ત્રીહત્યા થાય નહિં કર આ ઘડી તારો પ્રાણ લઉં.

શ્રીદેવી—(કાંખમાં સંતાડેલી બરછી કાઢી) હું પણ સજ્જ થઈ આવીછું.

પ્રેમરાય—હવે શું કરૂં? (સ્વગત) મારામારી કરૂં?

શ્રીદેવી—શું કરૂં? જીવ લ્યો કે જીવ આપો.

પ્રેમરાય—શ્રીદેવી તું મને શા માટે પજવેછે?

શ્રીદેવી—હું કહું તેમ ચાલો તો શા માટે પજવું.

પ્રેમરાય—હમણા તું જા. તું કહીશ તેમ કરીશ.

શ્રીદેવી—(ખુશીથઈને) લ્યો આ ચાલી. (જતી જતી) કેવા પાંસરા થઇ ગયા. હવે સ્ત્રીહત્યા કયાં ગઇ?

પ્રેમરાય—(એકલો પોતાને) એ પાપીણી સાથ દિવસ કેમ લેવાશે? સુંદરી! તારા માટે સંધું ખમીશ, પણ તું કયારે મળશે?

(ગાયછે.)

## ગાયન.

(કાંહાં પાઉં કાંહાં પાઉં યાર.)—એ રાહ.

નહિ રંગ રાગસે હવે કાજરે,—નહીં રંગ.
વિયોગે વનિતાનાં દુઃખી બની હું,
છોડી દઉં સર્વ રાજરે.—નહીં રંગ.
સુરપાળસે સુંદરી તું ભગી ગઇ,
ધૂળે મેલી કુળલાજરે.—નહીં રંગ.

(જયમલ થોડાક સિપાઇઓ સાથે પ્રવેશ કરી તેઓને શા માટે ત્યાં આણ્યા તે તેઓને ગાયણમાં સમજાવેછે.)

## ગાયન.

(દારે ફનાસે દિલકો ઉડાએગા યા નહિ.)—એરાહ.

મ્હારાજની કુમક ઉપર લડાઇ લડો અહીં,
રાંનો અઘોરમાં જુકાવવા ડરો નહિ.—મ્હારાજની.
મીછ્યુંછે કર્મ કુડું સુરપાળનું તે આજ,
યશસ્વી થાવા કારણે વિલંબ કરો નહિ.—મ્હારાજની.
જે રાજનાં મ્હારાજનું ન માને કદી કે'ણ,
મહા પાપી માનવ એતાનો પક્ષ ધરો નહિ.—મ્હારાજની.

(સિપાઇઓ કુચ કરવા માટે ગાયછે.)

## ગાયન.

(રણધીર વિર શૂરારે ધાઓ.)—એરાહ.

**સિપાઈઓ**—શૂરે ચઢી શૂરા યોધ્ધાઓ જાવો મચાવો યુધ્ધ.
પ્રિંન્સ રાજાનું મન આજ કરો,
કેમે કરી શાંન્તને શુધ્ધ.—શૂરે ચઢી.
**જયમલ**—મહિમા રહે આ જગમાં તમારો,
જો લાવો બાંધીને આજ સુરપાળને,
**પ્રેમરાય**—તો માનું આભાર રાખીને સમુધ્ધ.—શૂરે ચઢી.
(સુરપાળને કેદ કરવા જયમલ સાથ સપિાઇઓ જાયછે.)

## ગાયન.

(કામિની કામના કઠીણ.)—એરાહ.

**પ્રેમરાય**—(એકલો) પ્રિતની રીત કઠિણજ જાણો, હાંરે હારે જાણો,
પ્રિતની રીતમાં કો' ન પ્રવિણ.—પ્રિતની રીત કઠિણ.
કમળાનાં કામમાં થઇ વિસરાળ,
જાઓ આડે લગરીક,—હારે કદી જાઓ આડે લગરીક,
ભેદક બાણો કામવિકારે,
આત્મ કરે બળહીણ.—રે જાણો, પ્રિતની રીતમાં કો' ન પ્રવિણ.
(પ્રેમથી પીડાયલો સુંદરીનાં ઘર ભણી જાયછે.)

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—કનકસેનનો મહાલય, સુંદરીનો ઓરડો.

(જ્યાં તેણી બેઠીછે અને પ્રેમરાય તેણીનાં ઓરડાની બારી
આગળ છુપાઇ ફાલકાં વાટે અંદર નજર કરેછે.
સુંદરીની જેવી પ્રેમરાય ઉપર નજર પડેછે
તેવીજ તેણીને મુર્છા આવેછે અને પ્રેમરાય
બારી કુદાવી ઓરડામાં આવેછે.)

### ગાયન.

(પિયાકે ચિત્ર વન પિતમ પેઆરે)—એરાહ.

પ્રેમરાય—પ્રેમ ન પાડે પાર જગતમાં,
પ્રેમ કરે ઢંગ સારારે.
પ્રેમનો પારધી મથી મથીને,
પ્રેમનો પારધ પકડેરે.
પ્રેમની પુજ્ય પુતળી તું મારી.
પ્રેમે મરૂં હું તારારે.

(સુંદરી સાવધ થઇ રડતીરડતી ગાયછે.)

### ગાયન.

(બેદાદ મુજે યાદ હુય)—એ રાહ.

સુંદરી—અભાગણી આ સુંદરી તમ રાયની નહિ,
કદી થશે તમો કૃપાળુ રાયની નહિ.—અભાગણી.
જીવતો આ અર્પણ કરી ચુકી સુરપાળને,
તે કારણે હું આજથી પ્રેમરાયની નહિ.—અભાગણી.
અધુરી પ્રેમવાટમાં છળથી પડીછે ફુટ,
સત્ય રહી સ્વર્ગે જવા રાયની નહિ.—અભાગણી.

પ્રેમરાય—હે પ્રિયપ્રાણ! તારા આ શબ્દો મારૂં મન ભંગ કરેછે. ખચીત આપણ બન્ને વચ્ચે વિયોગ પડવા વિષેનું દુઃખ તારા આ શબ્દો બમણું કરેછે. મારી પરમપ્રાણ! સારી જગત સાથ તું પણ મારા ઉપર રૂઠેછે? વિરહવેદનાથી પીડાતો પ્રેમરાય તારી સમક્ષ આવી ઉભોછે, તેનો તને કશો વિચાર નથી? તું અંતે મુજથી છુટી પડી એવી આકસ્મિક નિરાશામાં મને ડુબાવનાર હતી, તોશામાટે પ્રથમથીજ આઘી ન રહી? અરે! હવે તું મને ધિક્કારેછે, તે વિષે કાંઇએ શંકા રહી નથી. મારા પ્રાણનાં આધાર! તારા દુષ્ટ પિતાના પાપી કર્મે કરી મારી શી દુર્દશા થઇછે, તેનું ધ્યાન ધર? સુંદરી! આ વેળા તું આ ઘોર બાપીકું સ્થળ છોડી, મનેજ વરવાનો નિશ્ચય કરી, મારી જોડે ચાલ. (ઉઠાડેછે) તું મારી જોડે જવા નાં કહીશ તો આ ક્ષણેજ આ પ્રેમઘાતથી પિડાયલા ધીમે ધીમે ચાલતા શ્વાસનો તારા પગ આગલ ત્યાગ કરીશ.

સુંદરી—તમે મારે માટે પ્રાણ ત્યાગ કરવા ઇચ્છોછો, તે પેહેલાં તમે તમારે હાથેજ મારો વધ કરો. કેમકે લગનગાંઠનાં દબાણમાં હું આવી પડીછું, માટે એમનો સુર્ય એમ ઉગે તોએ તમે માગ્યું તમારી રંક દાસીથી અપાશે નહિ. હું નિરૂપાયછું. મને આ મહા દુઃખમાંથી કૃપા કરી ઉગારો.

(બે હાથ જોડી નમેછે.)

પ્રેમરાય—તું મને કેહે, હું તને કેમ ઉગારૂં? તારા મનની વાત અને શંકા જે કાંઇ હોય તે મને કહીદે. આંચકો ખાઇશ નહિ.

સુંદરી—મહારાજ, જે કાર્યમાં આપણને લાભ થવાનો સંભવ થોડો, અને નગર લોકનાં તાણા અને જગતની હાની સાથ કલંક લાગવાનો સંભવ ઘણો, તેવાં કાર્યને સિધ્ધ કરવા અવિચારે

બાથ ભિડવી, તમ જેવા કુળીન અને બુધ્ધિમાન પુરૂષને શોભે નહિ. મારા જેવી રંક અને જાચકનો તમને શો ખપ?

**પ્રેમરાય**—સુંદરી! દિનપ્રતિદિન આપણા પરસ્પર અંતર વચ્ચે તું પડદો રાખવા લાગીછે. અને મને બોધ દઈ તને તજવા આદરેછે, પણ મારે તને છોડવી નથી. દયાહિન ન થા. ખાલી તકરાર નહિ કર. આપણી પ્રિતનું સ્મરણ કરી મારો બોલ પાછો વાળીશ નહિ. તું મારૂં માનીશ, તો મારો જન્મ સફળ થયો એમ સમજીશ.

(તેણીને બાઝવા જાયછે.)

**સુંદરી**—હે ભુપતિ! આ ઉતાવળ શી? એવાં કામમાં એકાએક હાથ ઘાલવા પેહેલાં વિચાર કરી તેનાં પરિણામનો ભય રાખવો જોઈએ.

**પ્રેમરાય**—મને કોનો ભય છે? હે કોમળ કુંવરી! કોઇ દિવસ પણ તેં મારી આજ્ઞા નહિ માની હોય એમ નથી. પરમેશ્વર જાણે આજ એમ કરવાનું તને શું કારણ મળ્યુંછે? તને સુખી કરવાની મારા મનની નિરંતર આશા સઘળી વ્યર્થ ગઇછે. તારા માટે મારૂં રાજ ખોવાને હું તૈયારછું. બસ, મને તુંજ ભાવેછે. તું વન બીજીનું નામ ન લેવું એવોજ મેં નિશ્ચય કર્યોછે.

**સુંદરી**—(સ્વગત) શિવ! શિવ! હું શો ઉત્તર દઉં? પ્રિતનું ધ્યાન ધરૂંછું તો ધર્મ છુટેછે. ધર્મને બાઝુંછું તો વચન તુટેછે. અંતે મારા અતિ વ્હાલા મિત્રને નાં કેહેવી પડેછે. (પ્રગટ) રાજાને રાણીઓની શી ખુટ. ઘણી રાણી પરણવાનો રાજાનો નિયમજછે, મારી ઉપરજ શું અટકી રહ્યુંછે. હું નહિતો બીજી.

પ્રેમરાય—હે ચંદ્રમુખી! ઘણી રાણીઓનું શું કામછે. જ્યાં ઘણી હોય ત્યાં કુસંપ વધેછે. અને કુસંપ વધ્યો એટલે જીવનું જોખમ થાયછે. ગમે તેવી તારા કરતાં અતિ સુંદર, કોમળાંગી હોય, તે મારે નકામીછે. મને તું સીવાય બીજી સાથ કામ નથી.

સુંદરી—હું તો પરણીછું, લગ્નમાં બંધાઇ ચુકીછું.

પ્રેમરાય—(મોટે સાદે) એવાં જુઠાં નિમિત્ત બતાવવાં છોડીદે. લગ્ન લગ્ન શું કરેછે? એ લગ્ન તો ખોટાંછે. એ લગ્ન કેમ ગણાય. તારાં લગ્ન કેવે સમયે અને કેવી સ્થિતીમાં થયાંછે, તે તને ક્યાં ખબરછે? શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે મુગ્ધાવસ્થામાં કરેલાં લગ્ન ખોટાં કેહેવાયછે. તું આ લગ્નથી ફરવા ઇચ્છેતો તું ફરી શકે. હે કોમળાંગી! તું મારા પ્રેમની અવગણનાં કરે એવી નથી, ત્યારે તારા કોમળ હૃદયને કઠોર કરી મારો દેહ શા માટે પજવેછે? તું તારા અંતરમાં વધારે અને સાચા પ્રેમથી પ્રમાણીકપણે કોણને ચાહેછે તે કહે.

સુંદરી—હે માયાળુ રાય! જ્યારે આપણી આગળી પ્રિત મને સાંભરેછે, ત્યારે હું મારાં અંતરમાંજ રડી રડી બળુંછું. હું શું કરૂં? દોષ માત્ર મારા પ્રારબ્ધનોછે. મારો પરણેલો પતિ તજી દઈ તમને વરૂં તો મારા પતિવૃતને ડાઘ લાગે. લોક કેહેશે કે રાણી થવાની ઉમેદ અને ભારે દ્રવ્યનાં નીચ લોભે કરી પોતાનાં પરણેલા સ્વામીનો તિરસ્કાર કર્યો.

પ્રેમરાય—અરે! પ્રેમની ઉત્પત્તિ પેહેલાંજ હું કેમ ન મુઓ? આ દેહ ધર્યો તેવારેજ મારો નાશ કાં ન થયો, કે એવાં કષ્ટો ખમવાને હું જીવત નહિ. બળ્યું આ રાજ, બળ્યું આ ધન, બળ્યો આ દેહ, સર્વ બળ્યું.

(શોક કરેછે.)

**સુંદરી**—મહારાજ! આપ જેવા વિરે મન મ્હોટું કરી દુઃખ સહન કરવાં જોઇએ, તે છોડી દઈ આ શું લઇ બેઠાછો?

**પ્રેમરાય**—બસ જા? તને ભાવે તેમ કર. હું હવે મરૂંછું.

(પ્રેમરાય નીચે પડેછે, સુંદરી તેને સમજાવા જાયછે.)

**સુંદરી**—રાજપિતા, ઉઠો સાવધ થાઓ.

**પ્રેમરાય**—(જુસ્સામાં ઉઠીને) આહા! પ્રેમ!

(પ્રેમરાય સુંદરીને જઇ બાઝેછે. સુંદરી છુટવાને યત્ન કરેછે એટલામાં બંદીખાને પડેલો સુરપાળ બંદીખાનાંના દારોગાને લાંચ આપી છુટી આવેછે.)

**સુરપાળ**—અરે! આ કેવો અધમ પાંપીછે, કે હજી મારી સ્ત્રીનો નાદ છોડતો નથી. હે નીચ કુત્રા?

**પ્રેમરાય**—(સ્વગત) આ પાપ છુટયું કેમ? (પ્રગટ) સુંદરી! આ દુષ્ટ લૂણહરામને અહીંથી સત્વર જવા કેહે. આ દુષ્ટે મારૂં રૂધિર ચુસી લીધુંછે, માટે એ સાથ મારે ભાષણ કરવું નથી.

**સુંદરી**—મહારાજ મને લગાર છોડો.

**પ્રેમરાય**—પ્રિય, અકળાઇશ નહિ. આ તુચ્છ પોરચો શું કરનારછે?

**સુરપાળ**—દીઠું આ ધાર્મીક રાજા અને ગુણવંત સ્ત્રીનું ચિત્ર. હે ચંડાળ! નિર્લજ્જ થઈ હજી આ સ્ત્રીને વળગી રહ્યોછે, છોડ એને સત્વર?

(પ્રેમરાયનો હાથ ધરી ખેંચેછે.)

**પ્રેમરાય**—હે અવિચારી આંધળા? તું શું મરવા ઇચ્છેછે? તારા જેવા બારીક પોરયાને એક ક્ષણ વારમાં કચડી નાખું, પણ વાઘે બકરીને મારતાં શરમાવું જોઇએ.

**સુરપાળ**—ગર્વિષ્ટ મૂર્ખા! સ્મરણ રાખજે, કે બકરીનેજ અર્થે આજ તારો મરવાનો પ્રસંગ આવ્યોછે. હું મરીશ તેની કાંઇ ચિંતા નહીં, પણ પેહેલો તને મારીશ અને આખી પ્રજાને તું જેવા એક પાપીનાં પાતકી દબાણથી મુકત કરીશ.

(સુરપાળ તલવાર ઉગામેછે પ્રેમરાય સામો થતાં સુંદરી છુટી પડી મુર્છિત થાયછે.)

**પ્રેમરાય**—સુંદરી! સાવધ. (સુરપાળને) હું તને હવે જીવવા દઇશ નહિ.

(મારામારી કરેછે.)

**સુરપાળ**—(લડતાં લડતાં) જોઇશ હવે બકરી મરેછે કે વાઘ.

(બન્ને લડેછે. અંતે પ્રેમરાય સુરપાળને નીચે પાડી ઘાયલ કરેછે.)

**સુરપાળ**—(પીડાતો) હે આકાશી દેવતાઓ! હે પરમાત્મા! આ કેવો પક્ષપાત? અંતે દુષ્ટનો જય થયો. હે યુગ! આ યોગ તારી વિચિત્ર અસરનું પરિણામછે.

**પ્રેમરાય**—પાપી, કપટનાં કરનાર અને લૂણહરામને જય શેમાં હોય?

(સુંદરી સાવધ થઇ રડતી રડતી સુરપાળ કને જાયછે.)

**સુંદરી**—પ્રિય પતિ! મારા વલ્લભ પ્રાણ! ઉન્મત્ત થઇ તમારી દેહના આ શા હાલ કર્યા?

**સુરપાળ**—(સુંદરીને તરછોડેછે) ઓ સ્ત્રી! સ્ત્રી! કૃત્રિમ! કૃતઘ્ન! તારા ચરિત્રથી સુર્યાદિ દેવો પણ કંટાળેછે. સ્ત્રીનો વિશ્વાસ કોણ કરે? ઓ સ્ત્રી! તારા માટેજ આ સંકટ ભોગવવાં પડેછે. તારેજ માટે આ સ્થિતિએ હું પોહોચ્યોછું. તારે માટે જગતમાં કેવાં કેવાં કુકર્મો થાયછે. જગતમાં પાપનું મુળ તુંજછે. તારેજ માટે મહાવિરોનો નાશ થાયછે. અફસોસ! સ્ત્રી! તે તારૂં પતિવૃત ગમાવ્યુંછે. પતિને દગો દઇ તેનો પ્રાણ લેવડાવ્યોછે.

હે ક્રુર રાજા! ડરીશ નહિ, પરમેશ્વર તારૂં સઘળું કર્મ જોએછે. મને મારી તું રિઝીશ નહિ. તારા પાપિ કર્મનો પશ્ચાતાપ કરી અઘોર નર્કનો તું નિવાસી થઇશ.

(સુંદરી પાછી સુરપાળને વળગેછે.)

સુંદરી—પ્રાણનાથ! હું નિર્દોષ છું. હું સતીનાં સત્યને ડાઘ લાગ્યો નથી. જોકે હું બચપણથી પ્રેમરાયને પ્રિય ગણતી હતી, પણ જે દિવસથી હું તમને પરણી તે દિવસથી મેં તેમનું ધ્યાન સમુળગું છોડયુંછે. આગલા સ્નેહનો અનાદર કર્યોછે. મારા હાલ ઉપર દયા આણી મને સત્ય માનો. મેં મારો ધર્મ સાચવ્યોછે.

સુરપાળ—બાળ તારૂં સત્ય, અને નાખ તારો ધર્મ નર્કને દ્વારે. આ ધોતાળ ચરિત્ર મને જોઇતાં નથી. સર્વ ખોટુંછે, આઘી રહે. મને અડીશ નહીં, જઇને તારા પ્રેમરાયને બાઝ.

સુંદરી—મારા પ્રાણ! મેં તો તમનેજ જાણ્યાછે.

સુરપાળ—હેં? વળી પાછું ખોટારૂં? તેં મનેજ જાણ્યોછે, તો બરાબર જાણ હું કોણ છું તે! જા ઠગારી અહિંથી દીસતી રહે.

(મરતો મરતો અરઘો ઉઠી સુંદરીને ખંજર ભોકેછે. તેણી ઘાયલ થઇ જમીન ઉપર ચીસ પાડી પડેછે.)

પ્રેમરાય—ઓ દુષ્ટ આ તેં શું કર્યું? (સુંદરીને પકડેછે.)

સુંદરી—ઓ! મારૂં કાળજું ચીરી નાખયું! અરે! ઓ! મારી શી વળે થઈ. મારો પતિ પ્રેમહિન થયો. નિર્દય પતિ! તમારી દુષ્ટ પ્રેરણા વડે આ કેવો અનર્થ થયો! હે બુદ્ધિહિન સ્વામી! હું ધર્મને વળગી રહી છતાં તમે મારો ઘાત કર્યો. શિવ! શિવ!

મારો છેક એવો દાહાડો આવ્યો, કે પતિવૃતનું રક્ષણ કરવાનાં લાભમાં પદ્મપુર છોડી યમપુરમાં જવું પડેછે. દૈવ્ય કોઇને છોડતું નથી. મારા પ્રારબ્ધમાં એમજ સૃજ્યું હશે. આ ઘાવથી થતી વેદનાં મારો આત્મજ જાણેછે. ઓ! હવે મુર્છા વધેછે. મારી જીભ ખેંચાયછે. આંખ્યો મીચાઇ જાયછે.

(ગાયછે.)

## ગાયન.

(કુંવરી કુંવર મારા લાડકાં)—એ રાહ.

દૂતે યમના ઝાલી મુને આજરે, દ્વારે આવી રહ્યા,
માટીનાં પીંજર માંહેલો, શ્વાસ કાહાડી ગયા.—દૂતે.
બહુ પ્રેમનાં મેં સત્ય નેમથી, બહુ શબ્દો કહ્યા,
માની સતી કદી નવ મુને, નહિ આવી દયા.—દૂતે.
વિશ્વમા વિશ્રામ ન પામી હું, પતિ નિરદય થયા,
મનનાં તરંગ સઉ મોજનાં, નિજ મનમાં રહ્યા.—દૂતે.

(પ્રાણ છોડેછે.)

પ્રેમરાય—હાય! હાય! આ અજ્ઞાન ઘાતકે સ્ત્રીહત્યા કીધી. મારી પ્રિયાનો પ્રાણ લીધો. મારૂં અમુલ્ય રત્ન લુટયું. ઓ! પરમ દયાળુ ઇશ્વર! મારી પ્રિયાને પાછી સજીવ કર. અરે! મારી ચંદ્રમુખી સુંદરી મરેછે. ઓ! તે જાયછે. જાયછે રે! મને એકલો, રડતો, ટવળતો, હાથ ઘસતો મુકી જાયછે. ઓ! તું માં જઇશ રે! આપણા પવિત્ર પ્રેમમાં અંતે ફાટ પડીછે. અરે! બચપણથી સૃજેલાં લગ્ન શું એવાં થયાંકે? (નાડી તપાસેછે) થઇ ચુકયું. શ્વાસ બંધ પડયો. સુંદરી! તું ગઇ! હાય! મારા

સાચા પ્રેમ! મારા રૂપનાં સાગર! મારા ગુણના ભંડાર! (ચુંબન કરેછે) હું પણ તારી પાછળ આવુંછું.

(પોતે પ્રાણત્યાગ કરવા છાતીમાં હથીઆર ભોકી નીચે પડી ગાયછે.)

## ગાયન.

(તોરી જાંન ગુમાનીરા ન દે.)—એ રાહ.

મન ખિન્ન કરી તું પડે–પ્રિયા
વિલાપ તું, વ્યર્થ કરે રે.—મન ખિન્ન.
કામવિકાર કુબુદ્ધિ શિખાવે,
કષ્ટો દઈને રડાવે, રે ઘણા.—મન ખિન્ન.
રત્ન આ લુટયું, સુરપાળ ક્રુરે,
વડીલની લાજ ગમાવે, તેમના.—મન ખિન્ન.
ગુપ્તને ગાઢ, પ્રેમ પરસ્પર,
અંતે શૂળી ચઢાવે, અજાણા.—મન ખિન્ન.
અંતે વિઘાત, ન છોડે સાથ,
ભિતર બાણ ચલાવે, પ્રેમના.—મન ખિન્ન.
શ્રોતાજનો આ, બોધ લો મારો,
પ્રેમ વિચાર મુકાવે, ક્ષેમના.—મન ખિન્ન.

(પ્રાણ મુકેછે. કનકસેન દોડતો પ્રવેશ કરેછે.)

કનકસેન–રે પરમાત્મા! રે બ્રહ્મ! આ કેવો પ્રલય! મારૂં કર્મ ફુટયું. અંતે મારી પુત્રિ મુઈ. હે સુર્ય નારાયણ! તેં મને કેવી બુદ્ધિ સુઝાડી? પુત્રિ! તારૂં કોમળ કાળજું ચીરાઇ ગયું. પ્રેમરાય! તેં પણ સુરપાળને મારી તારો આત્મઘાત કર્યો. અરેરે!

જેઓનાં પગનાં ધમકારે પૃથ્વિ ધ્રુજતી હતી, તેઓ કેવા નિર્બળ થઇ નીચે પડ્યાછે. અરે પુર્વજો! મારેજ હાથે મેં મારૂં ઘર ઉખેડી નાખ્યુંછે. હવે મારી શી વળે થશે! સ્વદેશનું હિત ઇચ્છતાં મારૂં નખોદ વળ્યું. માત્ર સુંદરીજ મનમાં મુઝવાઇ રેહેશે એમ ધારતો હતો, પણ આતો ત્રણેનો નાશ થયોછે. દેશનાં હિતાર્થે શ્રમ લીધેલો સઘળો વ્યર્થ ગયો. મારા શ્રમ માટે યશ ગવાતો તો એકી કોરે રહ્યો પણ આજ કાલ કાળી ટીલી મારે કપાળે ચોંહોટીછે. આ ત્રાસદાયક સ્થળ દેખી મારા શરિરમાં વેદનાં ઉઠેછે. શ્રીદેવીને કહાવી મોકલ્યું, તે પણ હજી આવી પુગી નથી. પ્રેમરાય! તેણી તો તને મુવેલો ઇચ્છતી હતી. હવે તું પ્રત્યે તેણીનો ક્રોધ શાંન્ત થશે. રે સુર્ય! મારી વૃધ્ધાવસ્થામાં મારા હૃદયનો દીપક અસ્ત પામ્યોછે. મારા દેશનું ભલું ઇચ્છી મારો મહિમાં વધારવા ગયો, પણ આ તો સેહેજ વારમાં ત્રણ જીવનો ઘાણ વળ્યો. અફસોસ! અફસોસ! સુરપાળ! તને મારી પુત્રિ લગ્નમાં એટલાજ માટે આપી હતી શું? પ્રેમરાય! તેં મને કેમ ન માર્યો, કે આ પાપ કર્મનો પશ્ચાતાપ કરવાને હું જીવત નહિ, મારી પ્રિય પુત્રિ! મારા પુત્ર સમાન પાળેલા પ્રેમરાય! મારા શૂરા સુરપાળ! હવે હું જીવીને શું કરૂં? સઘળું સીધું કરવા ગયો પણ કર્મનાં આડા યોગે સર્વ આડું થઇ ગયું. દેશનું હિત મને સર્વ ચીજ કરતાં વ્હાલુંછે, પણ આ એકી વખતે ત્રણ જીવનો નાશ થયલો હું દેખી શકતો નથી. મારાં વ્હાલાં! હવે હું જીવીને શું કરૂં? હું પણ તમને ભેટવા આવુંછું. (સુંદરીનાં પડખામાં પડેલું એક હથીઆર ઉંચકી) હે દિનાનાથ! તારે મને એટલું બધું દુઃખ આપવું

હતું, તો આ સંસારમાં જન્મ શા માટે આપ્યો? મારી આશાનો અંકુર સુકઇ ગયો, માટે હવેતો દિનબંધુ, કૃપાળુ મને તેડીલે. અને મારાં વ્હાલાં સાથ મેલવ. (હથીઆર છાતીમાં ભોકેછે.) સુંદરી! હવે આપણ બન્નેનું લોહી એક થશે. ઓ! અરેરે! કેવી વેદના થાયછે. ઓ જુલમી અને ઉન્મત્ત માત પિતા! અને તમે સ્ત્રી પુરૂષો! જેઓ આ પ્રસંગે હાજરછો, તેઓ નિત્ય સ્મરણ રાખજો કે પ્રેમ ઉપર કોઇની સત્તા નથી. તે કોઇનાં પણ અંકુશને ગણકારતો નથી. તે કોઇથી અટકાવ્યો અટકતો નથી. તેમજ પ્રેમવશ થયલાં મન માતપિતાનાં સ્વાધીનમાં રેહેતાં નથી. બળાત્કારે જોડાયલી પ્રિત લગાર પણ ટકતી નથી. પરસ્પર પ્રિત વના બીજી પ્રિત ખોટીછે. તે સર્વ આજ તમે દીઠુંછે. માટે સાચા, પવિત્ર અને પરસ્પર પ્રેમથી બંધાયલાં તન અને મન કદાપી છુટાં કરવાનો ઠાલી યત્ન કરશો નહિ!!!

(પ્રાણ મુકેછે.)

---

સમાપ્ત.

## આ પુસ્તક નીચે દર્શાવેલાં ઠેકાણાં ઉપર મળશે.

મુંબઈ—શા. ગુલાબદાસ કરસનદાસને ત્યાંથી.
ઠેકાણું—કાવસજી પટેલ ટૅન્ક રોડ, શેઠ ગોપાળદાસ બરફીવાલાની પડોસમાં ઘર નંબર ૧૦૯.

„ ઇસ્ટર્ન પ્રિન્ટીંગ પ્રેસમાંથી.
ઠેકાણું—ટાઉન હૉલની સાંમે એલફીન્સ્ટન સરકલમાં પેહેલા માળા ઉપર ઘર નંબર ૧૬.

સુરત—શા. ગુલાબદાસ નરસીદાસને ત્યાંથી.
ઠેકાણું—નાણાવટની પંડોલની પોળમાં દલાલ મયારામ મકનદાસની સાંમે.